# પ્લાસીનું યુદ્ધ



ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : અમદાવાદ

# પ્લાસીનું યુદ્ધ

: લેખક :
ગોપાલદાસ જીવાભાઈ પટેલ
ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
અમદાવાદ

# નિવેદન

"પ્લાસીનું યુદ્ધ" નિશાળે જતા ૧૦ વર્ષ ઉપરના દરેક હિંદી બાળકને શીખવવામાં આવે છે. અંગ્રેજોના "વીર" સેનાપતિ કલાઈવે "માત્ર બે કે ત્રણ હજાર માણસો જેટલા લશ્કર વડે" બંગાળાના દુષ્ટ અને બીકણ મુસલમાન રાજા સિરાજનાં ૫૦ હજાર માણસોને એક મિનિટથી પણ ઓછા સમયમાં કેવી રીતે "હરાવી" નાંખ્યાં તેનું વર્ણન તેમનાં કુમળાં મગજો ઉપર નાનપણથી ઠસાવવામાં આવે છે.

પરંતુ દુર્ભાગ્યે તે બધા ઇતિહાસ પરદેશીઓએ લખેલા હોય છે અને એ રીતે ૧૦૦ અંગ્રેજો લાખો હિંદીઓને કેવી રીતે હરાવી શકે, તેમજ મુસલમાન બાદશાહો કેવા ક્રૂર અને બાયલા હતા અને અંગ્રેજ યોદ્ધાઓ કેવા વીર અને યશસ્વી હતા તેની જૂઠી છાપ નાનપણથી જ તેમનાં મગજ ઉપર પાડવામાં આવે છે.

ખરો ઇતિહાસ જુદી જ વાત કહે છે. જેને વીર ગણવામાં આવ્યો છે તે દગાબાજ અને બાયલો હતો. તથા જેને છેક ક્રૂર અને બીકણ ગણાવ્યો છે તે તેટલો ખરાબ પણ ન હતો. સદ્ભાગ્યે બસુ જેવા પ્રસિદ્ધ હિંદી ઇતિહાસકારોએ પોતાની મહેનતનાં પરિણામ પ્રજા આગળ હવે રજૂ કરેલાં છે. એટલે તેમાંથી માત્ર વિગતોનું વર્ણન વાંચક વર્ગ આગળ ટૂંકમાં રજૂ કરતાં અમને ઘણો આનંદ થાય છે.

તા. ૧૬-૧૨-૩૦ પ્રકાશક

# અનુક્રમણિકા





# ઉપોદ્‌ઘાત

યુરોપના જંગલીઓનો દેવ સદ્‌ભાગ્યે એશિયાખંડનો હતો, એટલે તેમનાં મંદિરો પૅલેસ્ટાઈનમાં હતાં. "તે વાત ઉપર આખા યુરોપખંડનું ભવિષ્ય લટકી રહ્યું હતું." [૧] કારણ કે જ્યારે તે મંદિરો મુસલમાનોના હાથમાં ગયાં અને તેમના હાથમાંથી તેમને છોડાવવા યુરોપના લોકોનાં ટોળાં તે બાજુ આવ્યાં ત્યારેજ તેમને દેખાયું કે પોતે કેટલા જંગલી છે અને પૂર્વના દેશો સુધારામાં કેટલા આગળ વધી ગયેલા છે. તે લડાઈઓ (ક્રુઝેડો) ઘણાં વર્ષો ચાલી. અને તેટલો વખત યુરોપના જંગલીઓને પૂર્વના સુધરેલા દેશોમાં રહેવું પડ્યું. પરિણામે કેટલાય હુન્નરો અને શોધો તેમની જીંદગીમાં પહેલીવાર તેમને જોવા અને શીખવા મળ્યાં. એક અંગ્રેજ લેખક જ લખે છેઃ—

"તે ક્રુઝેડો મારફત ખેતી અને હુન્નરઉદ્યોગને લગતા જે સુધારા યુરોપમાં આવ્યા તે ગણાવવા માટે તો આખો ગ્રંથ લખવો પડે......એમ જરૂર કહી શકાય કે યુરોપ જેટલી કળાઓ કે હુન્નરો જાણતું હતું તે બધું આ ક્રુઝેડો

મારફતે પૂર્વમાંથી આવ્યું હતું........એ વાત નિઃશંક છે કે દારૂગોળાની શોધ પૂર્વના લોકોએજ કરેલી હતી."

જંગલીઓનો નિયમ હોય છે કે પોતાનાથી સુધરેલા દેખે તેમનું અનુકરણ કરવામાં પોતાની મોટાઈ માનવી. એટલે અત્યારના જંગલી હિંદુઓ કરે છે તેમ તે વખતના યુરોપના જંગલીઓએ પૂર્વના સુધરેલા લોકો જેવી વસ્તુઓ મંગાવવા માંડી.

એવરીજ લખે છે:—

"ક્રુઝેડોમાં ગયા બાદ તેઓએ જોયું કે જેમને પોતે કાફર અને જંગલી ગણતા હતા તે લોકો, સુધારાની નિશાની રૂપ ગણાતી બધીજ બાબતમાં તેમને કયાંય ટપી જાય છે. એટલે પોતાની નામોશી દૂર કરવા તેમણે તરતજ પૂર્વના દેશોની વસ્તુઓ વસાવવાનું શરૂ કરી દઈ નવી જરૂરિયાતો અને નવા શોખો વધારી મૂકયા. આમ આખા યુરોપમાં પૂર્વની ચીજો માટે એક સામટી માગ શરૂ થઈ, અને પૂર્વની ચીજોથી ઠસોઠસ ભરેલાં ઇટાલીનાં વહાણો દૂરમાં દૂર છેક જર્મન સમુદ્ર અને બાલ્ટિક સુધી દોડદોડ કરી મૂકવા લાગ્યાં."

પરિણામે "પૂર્વની ચીજો" હિંદુસ્તાનથી લાવીને વેચનાર અરબસ્તાન અને ઇટાલીની પ્રજાઓનો વેપાર ધમધોકાર ચાલવા લાગ્યો.

મિલ લખે છે:—

"હિંદુસ્તાન સાથેનો વેપાર જમીનમાર્ગે ચાલતો હતો અને એ રીતે ઘણો મુશ્કેલ હોવાથી તેનું પ્રમાણ પણ

(૧) બ્રુકસ આડમ્સ

ઘણું નિયંત્રિત હતું. છતાં તે વેપારે નાનાં નાનાં રાજ્યોને સમૃદ્ધ બનાવી મૂક્યાં હતાં અને જે જે મોટાં તથા આબાદ હતાં તેમની આબાદી તથા મોટાઈ ઊભી કરી આપી હતી... વેનિસ જેવા ગણતરીમાં પણ ન આવે તેવા ક્ષુદ્ર મુલકને તેણે એક મહાન સત્તાશીલ રાજ્ય બનાવી મૂકયું હતું. તેથી પોર્ટુગીઝ લોકોએ કરેલી જળમાર્ગની શોધે યુરોપનાં દરિયા-કિનારે આવેલાં બધાં રાજ્યોની લોભવૃત્તિ ઉત્તેજિત કરી મૂકી......"

તેથી અંગ્રેજોની "લોભવૃત્તિ" પણ "ઉત્તેજિત" થઈ અને પૂર્વના દેશોના વેપારમાંથી મળતા અઢળક નફા વડે પોતે પણ લાભ ખાટવાનો અંગ્રેજ "નામચીનો" ની એક ટોળીએ નિશ્ચય કર્યો.

તે ટોળીએ ભેગા થઈ પુખ્ત વિચાર કર્યા બાદ ઠરાવ્યું કે "આપણે કોઈ પણ સદ્‌ગૃહસ્થને મુદ્દાની જગા ઉપર નીમવો નહિ" અને તેમણે પરવાના માટે રાણીને જે અરજી કરી તેમાં લખી જણાવ્યું કે "અમને અમારી જાતના (નામચીન!) માણસો વડેજ અમારું કામ ચલાવવા દો, કારણ કે જો સદ્‌ગૃહસ્થોને અમારી કંપનીમાં દાખલ કરવામાં આવશે તો અમારામાંના ઘણા પોતાના પૈસા પાછા ખેંચી લેશે [1]"

બસુમહાશય એ વાત ઉપર ટીકા કરતાં લખે છેઃ—

"ઈસ્ટઇંડિયા કંપની કયા લોકોની બની હતી તે વાત ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવ્યું નથી...તે કંપની "નામચીનો"ની બની હતી અને તેઓ પોતાની ટોળામાં

(૧) એનાલ્સ ઓફ ધી ઓનરેબલ ઈસ્ટ ઇંડિયાકંપની, પુ. ૧ પા. ૧૨૮

કોઈ સદ્ગૃહસ્થ પેસી ન જાય તેની ખાસ કાળજી રાખતા હતા, એ વાત ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે. આટલી વાત ધ્યાનમાં રાખીશું તો પૂર્વમાં તેમના પ્રતિનિધિઓએ કે સેવકોએ જે જે કર્મો કે કુકર્મો કર્યા તેની ચાવી મળી જશે. પોતાની હયાતીના છેક છેલ્લા દિવસ સુધી કંપની આ રીતે 'નામચીનો'નીજ બનેલી રહી, જેમાંનો એક પણ સદ્ગૃહસ્થ કહેવાવાને યોગ્ય ન હતો. નામચીનો નિયમ તરીકે જાતિ અને ધર્મનાં નિયંત્રણોને એક કોરે મૂકે છે અને ચારિત્ર્ય કે સુશિક્ષિતપણાનો એક અંશ પણ તેમનામાં હોતો નથી."

# પ્રકરણ ૧

## ઔરંગઝેબના ગુરુ

હિંદુસ્તાનમાં અંગ્રેજોની પહેલાં આવેલા તેમના જાતભાઈ પોર્ટુગીઝોએ એવી નામના કાઢી હતી કે બંગાળામાં અંગ્રેજોને પોતાનાં વહાણ પીપલી પાસેજ રાખવાની–અને કોઈ દિવસ હુગલીસુધી ન લાવવાની–શરતે વેપાર માટે આવવાની પરવાનગી આપવામાં આવી. તેમની પાસેથી જકાત પણ બીજાઓની પેઠે સારી રીતે લેવામાં આવતી.

ઈ. સ. ૧૬૪૦ માં શાહજહાનની પ્રિય પુત્રી દાઝી ગઈ. શાહજહાને સુરતથી કોઈ અંગ્રેજ દાક્તરને તેડવા માણસ મોકલ્યો. અંગ્રેજોએ બાઉટનને પસંદ કર્યો. તેણે શાહજાદીના ઘા સાફ કરી દીધા. શાહજહાને તેને ઇનામ માગવાનું કહ્યું. તેણે તરતજ અંગ્રેજોની કંપનીને બંગાળમાં છૂટથી વેપાર કરવા દેવાનું, તેના વેપાર ઉપરની જકાત બિલકુલ દૂર કરવાનું, પ્રાંતની અંદર પણ કોઠીઓ બાંધવા દેવાનું અને કંપનીનાં વહાણોને હુગલી સુધી આવવા દેવાનું માગ્યું. જે દિવસે

શાહજહાને તેવું ફરમાન લખી આપ્યું, તે દિવસથી હિંદુસ્તાનની ગુલામીના લેખ લખાઈ ચૂકયા. હર્બર્ટ સ્પેન્સરે એક જાપાની અમીરને લખેલા પત્રમાં લખ્યું હતું:—

"જાપાને કોઈ પણ યુરોપિયન પ્રજાને પોતાને ત્યાં વેપાર-ઉદ્યોગને લગતા કાંઈ પણ હકો ન આપવા. જો એકવાર તેવા હકો આપી બેઠા તો પછી માની લેવું કે તે દેશ યુરોપિયનોના હાથમાં જ જવાનો. એક વાર આ ફાચરની અણી, તેમને હક આપનાર દેશમાં ઘૂસી કે પછી તે દેશની પાયમાલી અને સત્યાનાશ નક્કી થઈ ચૂકયાં."

આપણા દેશને વખતસર તેવી સલાહ આપનાર કોઈ ન હતું. તેથી પરિણામે હિંદુસ્તાનના ઇતિહાસકાર બસુ મહાશયને લખવું પડયું છે:—

"જે દિવસથી મોગલ બાદશાહ પોતાની સ્વાભાવિક ઉદારતા અને ભલમનસાઇથી અંગ્રેજ વેપારીઓને, બીજો કોઈ ખ્રિસ્તી રાજા કદી ન આપે તેવા હકો આપી બેઠો ત્યારથી ...તેની પરતંત્રતા શરૂ થઈ ચૂકી. વેપારીના વેશમાં આ પરદેશીઓ હિંદુસ્તાન પચાવી પડવાનું તરકટ રચી રહ્યા હતા. પણ દુર્ભાગ્યે આ ફરેબબાજ અને ધૂર્ત પરદેશીઓનું તરકટ હિંદુસ્તાનના ભલા લોકોને સમજાયું નહિ. તેનો તેમને વહેમ સુદ્ધાં ન આવ્યો."

હિંદુસ્તાનમાં કેટલાં સૈકાંથી આરબ યાહુદી વગેરે ઘણી પ્રજાઓ શાંતિથી પોતાનો વેપાર કરી રહી હતી. તેમની સામે કોઇને કદી વાંધો ઉઠાવવો પડયો ન હતો. પરંતુ આ વખતે જુદી જાતના લોકો આ દેશમાં આવ્યા હતા. થોડાજ

દિવસમાં તેમણે પોતાની દગાબાજી, દુષ્ટતા અને ક્રૂરતાથી ચારેબાજુ પોતાનું નામ કાઢ્યું. તેઓ પોતાની ચાલાક આંખે જોઈ ગયા કે શાંત વેપારમાં સૈકાંઓથી ટેવાયેલા હિંદીઓ રક્ષા માટે પોતાનાં વહાણોમાં કોઈ ખાસ લશ્કરી તૈયારી રાખ્યા વિનાજ દરિયા ખેડે છે, એટલે તોપોથી લદાયેલાં થોડાંજ અંગ્રેજી વહાણો, આ બધાં વેપારી વહાણોને તેમજ કિલ્લાઓ વિનાનાં અને ચોકસાઈ વિના પરદેશીઓને છૂટથી કિનારા પાસે આવવા દેતાં ઉઘાડાં બંદરોને સહેલાઈથી લૂંટી કે ઉજાડી શકે તેમ છે. થોડાજ વખતમાં ચારેબાજુથી, અંગ્રેજ ડાકુઓએ અરક્ષિત વહાણો લૂંટવાની, પ્રજા ઉપર અસહ્ય બળાત્કારની અને બંગાળાનાં બંદરો તોપોથી ઉરાડવાની ફરિયાદો દિલ્હીમાં ઔરંગઝેબ પાસે આવવા લાગી. તેનાથી હવે શાંત રહેવાયું નહિ. તરતજ આખા દેશમાં જ્યાંજ્યાં અંગ્રેજોની કોઠીઓ હતી ત્યાં ત્યાં લશ્કરો મોકલી તે બધી સામટી જપ્ત કરી લેવામાં આવી. તેઓએ તે વખતે ઘણીજ નમ્રતા અને સાલસાઈનો ડોળ કરી બાદશાહ આગળ પોતાના અપરાધની ક્ષમા માગી અને કરેલા નુકસાન પેટે થોડાઘણા રૂપિયા ભરી પોતાનો છૂટકારો મેળવ્યો. ઔરંગઝેબ જેવો ચાલાક બાદશાહ પણ તેમના વેપારથી પ્રજાને તેમજ રાજ્યને થતા ફાયદાના લોભમાં, તથા તેવા મુઠ્ઠીભર દુકાનદારોને જ્યારે ફરી દબડાવવા હશે ત્યારે કાંઈ મહેનત પડવાની નથી એવા ખ્યાલમાં તણાયો.

પરંતુ આ લોકો કપટ, દગાબાજી અને દુષ્ટતામાં ઔરંગઝેબના પણ ગુરુ થઈ બેસે તેવા હતા. એક અંગ્રેજ લેખકેજ લખ્યું છે:—

"હિંદુસ્તાનમાં આપણને ઉધેઈ જેવા ગણવામાં આવ્યા છે. શરૂઆતમાં દેખાય પણ નહિ તેવી રીતે ઊંડેથી પોતાના કામની શરૂઆત કરી, તેઓ તેને ખંતથી અને સાવચેતીથી આગળ ધપાવ્યે રાખે છે. પરિણામે લીલાં લીલાં વનનાં વન ઊજડ થઈ જાય છે. ઝાડોનાં થડ કોતરી ખાઈ અંદર તેઓ પોતાનાં સેંકડો ગલીઓવાળાં બાંધકામ કરે છે, અને પહેલાં જ્યાં દૂર સુધી ફેલાતાં દેવદાર વૃક્ષ હતાં ત્યાં માટીના રાફડા બાકી રહે છે. દરેક વસ્તુ ઉપર ચોંટીને, દરેક વસ્તુને કોરી ખાઈને તેઓ નીચેથી સડો ઘાલે છે અને ચારે દિશાઓ વેરાન કરી મૂકે છે... જોકે આ ઉપમા આપણને પ્રિય તો નથીજ લાગવાની, પરંતુ શરૂઆતના દિવસોમાં હિંદુસ્તાન સાથેનો આપણો વ્યવહાર એવો હતો એમાં જરાય શંકા નથી. તેનો ખ્યાલ માત્ર લાવવાથી પણ હરકોઈ ધાર્મિક કે નીતિમાન માણસ કંપી ઊઠે."

રેવરંડ ફિલિપ એંડરસને લખ્યું છેઃ—

"જેમજેમ સુરત ભણી આપણા નામચીનો વધતા ગયા તેમ તેમ અંગ્રેજોનું નામ પણ બદનામ થતું ચાલ્યું. ત્યાંના લગભગ બધાજ અંગ્રેજો એ રીતનાં બળાત્કાર અને અપ્રમાણિકતાનાં કામ કરતા હતા. હિંદુઓ તેમજ મુસલમાનો અંગ્રેજોને "ગાય ખાનારા, સળગતો, દારૂપીનારા, જંગલી પશુઓ જેવા, અને તેમણે સાથે આણેલા ફાડી ખાનારા કૂતરાઓ કરતાં પણ વધુ લોહીતરસ્યા, પોતાના સગા બાપને પણ છેતરવામાં ન ચૂકે તેવા, તથા જેટલી તત્પરતાથી માલની ગાંસડી કે રૂપિયાની થેલીની લેવડદેવડ કરે તેટલીજ ઉતાવળથી ગોળીઓનો

વરસાદ અને ભાલાની અણીઓના હુમલાની પણ આપલે કરે તેવા ગણતા હતા...... સુરતમાં લોકોને મોંઢે "ખ્રિસ્તીઓનો ધર્મ", "પિશાચોનો ધર્મ", "સારી પેઠે પીધેલો ખ્રિસ્તી," "બદમાશ ખ્રિસ્તી" "મારકણો–ઉખડેલ ખ્રિસ્તી," આવા આવા ઉદ્દગારો જ્યાં જાઓ ત્યાં સાંભળવા મળતા. ટેરીએ લખ્યું છે કે દેશીઓ લેવડદેવડમાં ખૂબ ચોક્કસ હોય છે. પણ જો કોઈ ઘરાક, દુકાનદારને તેણે કહેલી કિંમત કરતાં ઓછો ભાવ લેવાનું કહે તો તે જવાબ આપતો કે "શું! હું તે કંઇ ખ્રિસ્તી છું કે તને છેતરું?"

# પ્રકરણ ૨

## દાદાની સલાહ

આપણે જે સમયની વાત કરવાના છીએ તે સમયે બંગાળામાં મોગલ બાદશાહના સૂબા તરીકે અલીવર્દીખાન રાજ્ય કરતો હતો. શાહજહાને પોતાની ભલમનસાઈથી કયા લોકોને જકાત વિના અબાધિત રીતે વેપાર કરવાની છૂટ આપી દેશમાં દાખલ કર્યા હતા તેનો કડવો અનુભવ તેને થવા લાગ્યો હતો. તે પોતાના સદૈવ જાગ્રત રહેતા જાસૂસો મારફતે અંગ્રેજ લોકોના વ્યવહારનો અને તેમની હીલચાલનો ચોકસાઈથી અભ્યાસ કરતો હતો. તેને ધીમે ધીમે ખાત્રી થતી જતી હતી કે આ લોકો શાંત વેપારીઓ નથી પણ બદમાસ ધાડપાડુઓ છે. તેઓમાંના એક કર્નલ મિલે યુરોપ લખેલા કાગળમાં લખ્યું હતુંઃ—

૧૫૫૫૭



"મોગલોનું સામ્રાજ્ય સોનાચાંદીથી ઊભરાઈ જાય છે. અત્યાર સુધી યુરોપના કોઈ રાજાએ બંગાળા જીતવાનો પ્રયત્ન કર્યો નથી એજ આશ્ચર્યકારક છે. એકજ ફટકાથી બેસુમાર ધનસંપત્તિ આપણા હાથમાં આવી પડે તેમ છે. તે ધનભંડાર આગળ બ્રાઝિલ અને પેરુની સોનાચાંદીની ખાણોનો હિસાબ નથી.

"તેમની પાસે જરાપણ નૌકાસૈન્ય નથી...તેમનાં બંદરો અને નદીઓ પરદેશીઓ માટે ખુલ્લાં છે. સ્પેનિશ લોકોએ અમેરિકાના નાગા ઇંડિયનોને જેટલી સહેલાઇથી વશ કર્યા તેટલીજ સહેલાઇથી આ લોકો પણ જીતી શકાય તેમ છે... અલીવર્દીખાનના ખજાનામાં ૪૫ કરોડ જેટલું રોકડ નાણું છે. તેની વાર્ષિક આવક ઓછામાં ઓછી ત્રણ કરોડની હશે. બંગાળા પ્રાંત દરિયાબાજુથી બિલકુલ ખુલ્લો છે. ત્રણ વહાણોમાં ૧૫૦૦ કે ૨૦૦૦ સોલ્જરોની ટુકડીથી આખું કામ સહેલાઇથી થઈ શકે તેમ છે......"

કાસીમબજારની ફ્રેંચ કોઠીના અમલદાર જીન લૉએ લખ્યું છે:-

"અલીવર્દીખાન ક્રોધ અને આશ્ચર્યની લાગણીથી દક્ષિણમાં ફ્રેંચો અને અંગ્રેજો જે જે કરી રહ્યા હતા તે જોઈ રહ્યો હતો...તેના મનમાં ધીમે ધીમે પણ ચોક્કસ રીતે એક ખ્યાલ દૃઢ થતો જતો હતો કે મોડાવહેલા એ યુરોપિયનો પોતાના પ્રાંતમાં પણ તેવુંજ હુલ્લડ જગાવવાના છે.

"એટલે ફ્રેંચો કે અંગ્રેજો બંગાળામાં કિલ્લા જેવું થોડું ઘણું પણ બાંધકામ શરૂ કરતા કે તરત તેને તોડી પાડવાનો

તે હુકમ કરતો...તેણે નિશ્ચય કર્યો હતો કે કોઈ પણ યુરોપીય પ્રજાને પોતાના પ્રાંતમાં કિલ્લા બાંધવા ન દેવા...... તે વારંવાર આપણા તેમજ અંગ્રેજ વકીલોને કહેતો કે 'તમે વેપારીઓ છો, તમારે કિલ્લા બાંધવાની શી જરૂર છે? તમે મારા રાજ્યમાં સહીસલામત છો, તો પછી કયા શત્રુ સામે તમારે કિલ્લા બાંધી રક્ષણ મેળવવાનું છે?'

"જો હજુ પોતે થોડાં વર્ષ વધુ જીવી શકશે એમ તેને લાગ્યું હોત તો પોતાની યોજના બરાબર અમલમાં લાવવા તે જરૂર સખત પગલાં લેત. પણ હવે તે વૃદ્ધ થઈ ગયો હતો. એટલે તે સ્થિતિમાં નવી ઉપાધિ માથે વહોરવાનું માંડી વાળી તેણે પોતાની પછી ગાદીએ આવનાર પોતાના ભાણેજ સિરાજઉદ્દૌલાને પરદેશીઓ સાથે કેવી રીતે વર્તવાનું છે તેની પૂરી યોજના સમજાવી......"

મરણપથારીએ પડ્યા બાદ અલીવર્દીએ પોતાના વારસને જે સલાહ આપી છે તે બતાવી આપે છે કે તે કેટલો દીર્ઘદર્શી તથા ચતુર રાજકર્તા હતો.

"યુરોપના લોકોએ આ દેશમાં કેટલી સત્તા મેળવી છે તેના તરફ ખ્યાલ રાખજે. જો ખુદાએ મારી જિંદગી થોડી લંબાવી હોત તો હું તને તેમની ફિકરમાંથી મુક્ત કરત. પણ હવે તે કામ તારે કરવાનું છે. તે લોકો દક્ષિણમાં કેવી લડાઈઓ અને ફરેબબાજી કરી રહ્યા છે તે જોઈ હરરોજ સાવધાન રહેજે. 'યુરોપમાં અમારા રાજાઓ વચ્ચે યુદ્ધ ચાલે છે' એમ કહી કહીને તેમણે મોગલ બાદશાહનો મુલક અને તેની પ્રજાનું ધન વહેંચી ખાધું છે. તેઓમાં અંગ્રેજો સૌથી

પ્રબળ છે તેમને તું પહેલા સીધા કરજે. તેમને તું પહેલાં દબાવી દઈશ તો બીજાઓ તરફથી તારે વધુ ડરવાનું નહિ રહે. તેમને આપણા પ્રાંતમાં કિલ્લાઓ બાંધવા ન દેતો કે લશ્કર રાખવા ન દેતો. જો તેમ કરવા દીધું તો જાણજે કે બંગાળા તારો નથી."

અલીવર્દીને પુત્ર નહતો પણ ત્રણ દીકરીઓ હતી. તેમને તેણે પોતાના ભાઈના ત્રણ દીકરાઓ વેરે પરણાવી હતી, અને ત્રણે જમાઈઓને ત્રણ પ્રદેશોના સૂબા બનાવ્યા હતા. તે પ્રમાણે સિરાજનો બાપ પટણામાં, સૈયદ અહમદ પૂર્ણિયામાં અને નવાજેસ મહંમદ ઢાકામાં રહી નવાબી ભોગવતા હતા.

સિરાજઉદ્દૌલ્લા નાનો હતો તે વખતે તેણે પોતાને મળેલા ખાસ મહેલની આસપાસ મનસૂરગંજ નામનું શહેર વસાવ્યું હતું. તે ગામની બધી આવક અલીવર્દીએ સિરાજને આપી દીધી હતી. તેથી પોતાના ગામની આબાદી અને આવક વધે તે માટે તે ખૂબ કાળજી રાખતો. પરંતુ ત્યારથીજ તેને માલમ પડ્યું હતું કે અંગ્રેજ લોકોની કંપનીને મોગલ બાદશાહ તરફથી વગર જકાતે વેપાર કરવાની રજા મળેલી છે. આ રજા કંપની જે માલ લાવે કે ખરીદે તેને માટેજ હતી. પરંતુ અંગ્રેજો આ પરવાના હેઠળ દેશનીજ વસ્તુઓ ખરીદી દેશમાં જ વેચતા હતા. દેશના વેપારીઓને તો જકાત ભરવી પડતી હોવાથી અંગ્રેજો દેશનો માલજ દેશમાં તેમનાથી સસ્તો વેચી નફો કરતા હતા અને રાજ્યની મહેસૂલને ધોકો પહોંચાડતા હતા. તે ઉપરાંત કંપનીના પરવાના હેઠળ, કંપનીના બધાજ અમલદારો અને નોકરો જકાત ભર્યા વિના વેપાર કરતા. આ બધું જોઈ તે ક્રોધનો માર્યો ગાંડો થઈ

જતો તથા પોતે ગાદીએ આવે એટલે તેમની આ બદમાશીની બરાબર ખબર લેવાના તરંગ કરતો.

તે વખતના ડેવિડ રેની નામના અંગ્રેજે ૧૭૫૬માં લખ્યું છેઃ-

" આપણે મુસલમાન બાદશાહને ભારે અન્યાય કરીએ છીએ. તેણે આપણને ભલાઇથી વેપારીઓ તરીકે આ દેશમાં રહેવાની છૂટ આપી છે, આપણા તાબાના દેશી નોકરોને રક્ષણ આપવાનો કે ગુનો હોય તો શિક્ષા કરવાનો હક આપ્યો છે, તેમજ જકાત વિના વેપાર કરવાની પરવાનગી આપી છે. પરંતુ આપણે તો નવાબની પ્રજામાંથી જે માણસો અપરાધ કરી નાસી આવે તેને (આપણો લાભ હોય તો) આપણા પરવાના હેઠળ રક્ષણ આપીએ છીએ (પરવાના પ્રમાણે તો આપણા નોકરો કે દલાલોનેજ રક્ષણ આપવાનો આપણને હક છે) વળી કંપનીને વગર જકાતે વેપાર કરવાનો જે પરવાનો મળ્યો છે તે બધા અંગ્રેજો તેમજ તેમના બધા દેશી દલાલો પણ વાપરે છે...આ રીતે નવાબની મહેસૂલને મોટો ધોકો પહોંચે છે. "

અંગ્રેજોના ધાડપાડુપણાથી પણ સિરાજ નાનપણથી જ સુપરિચિત હતો. ઈ. સ. ૧૭૩૯માં તેઓએ હુગલીના કેટલાક વેપારીઓનાં લાખો રૂપિયાની કિંમતના માલથી ભરેલાં વહાણો લૂંટી લીધાં. તેમાંના એકાદમાં એન્ટની નામનો એક આરમીનિયન વેપારી, ખુદ અલીવર્દી માટેજ કેટલીક મૂલ્યવાન ચીજો ભેટ લાવતો હતો. અવીવર્દીએ તરત કલકત્તાના અમલદારને લખી મોકલ્યુંઃ-

" અમે તમને વેપાર કરવાનો અધિકાર આપ્યો છે,

લૂંટફાટ કરવાનો નહિ. તેથી આ હુકમ મળતાંજ જો તમે એ વેપારીઓનું બધું નુકસાન ભરપાઈ નહિ કરી દો તો અમે તમને કઠોર દંડ દઈશું.”

આ પત્ર મળતાં જ અંગ્રેજોએ મસલત કરવી શરૂ કરી. થોડા વખત પછી તેમણે તેના જવાબમાં લખી જણાવ્યું કે અમે એ વહાણ લૂંટયાં જ નથી. સાથે સાથે તેમણે ફરિયાદ કરનારા વેપારીઓને પકડી હરકોઈ પ્રકારે તેમની પાસેથી તે પ્રમાણેનું લખાણ લખાવી લેવાના પ્રયત્નો શરૂ કર્યા. પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહિ. અંતે વખત વીતતો જોઈ નવાબે અંગ્રેજોનો વેપાર બંધ કરવાનું ફરમાન કાઢયું. સિરાજને આથી ઘણો આનંદ થયો. આટલા દિવસ પછી અંગ્રેજોને નસાડી મૂકવાની તક આવેલી જોઈ તે નવાબને વધારે ઉશ્કેરવા લાગ્યો. પરંતુ તે વખતે અલીવર્દી બીજી બાજુ તેવાજ શત્રુઓ સામે રોકાયેલો હોવાથી ૧૨ લાખ રૂપિયા દંડના લઈ તેણે અંગ્રેજોને જતા કર્યા.

અંગ્રેજો સિરાજનો ઇરાદો પહેલેથીજ સમજી ગયા હતા. એટલે અલીવર્દી જો પોતાના ઠરાવમાં મક્કમ રહે અને સિરાજનેજ પોતાની પાછળ વારસ ઠરાવે તો તેમની તથા તેમની બદમાસીની શી વલે આવે તે તેઓ સારી રીતે જાણતા હતા. તેથી અલીવર્દી જ્યારે વૃદ્ધાવસ્થા તથા પેટના ભયંકર વ્યાધિથી પીડાતો પથારીવશ થયો ત્યારે તેમણે તેના બીજા જમાઈઓને સિરાજની જગાએ ગાદી મેળવવાનો પ્રયત્ન કરવામાં મદદ કરવા માંડી.

નવાઝેસ મહમદ, અલીવર્દીની પાછળ ગાદીએ આવવા બહુ આતુર હતો. તેમજ સિરાજ નવાબ બને તો પછી પહેલાંની

પેઠે પૈસા ઉડાવવાનું ન ફાવે એ કારણથી પોતાનું કહ્યું કરનાર નવાજેસને જ ગાદી મળે તે માટે તેનો કારભારી રાજવલ્લભ પણ તનતોડ મહેનત કરતો હતો. બંને જણા અલીવર્દીની રાજધાની મુર્શિદાબાદમાં મોતીઝીલ નામનો બાદશાહી મહેલ બનાવી રહેવા લાગ્યા અને હિંદુમુસલમાન બંનેનું મન મેળવવા લખલૂટ પૈસા વેરવા લાગ્યા. સેર મુતાખરી-નનો લેખક લખે છેઃ—

"તે દરમહિને ૩૭૦૦૦ રૂપિયા દાનધર્મમાં જ વાપરી દેતો."

સિરાજઉદ્દૌલ્લા આ બધું જોઇ ઘણો ઉદ્વેગ પામવા લાગ્યો. તેની પાસે આ લોકો જેવા પૈસા ન હતા જેથી તે માણસો કે અધિકારીઓને પોતાના પક્ષમાં લેવામાં વાપરે.

અક્ષયકુમાર લખે છેઃ—

"સિરાજ સ્વતંત્ર બની રાજગાદી ઉપર આરૂઢ થતાંજ પોતાનું દમન કરશે એવી જેમના મનમાં બીક હતી તે બધા જોઈ ગયા કે નવાજેસ આપણે ચલાવીએ તેમ ચાલે તેવો છે......આથી તેવા બધા સ્વાર્થી અમલદારો નવાજેસના પક્ષમાં ભળી ગયા. નવાજેસ પણ તક જોઇ છૂટે હાથે નાણું વેરવા લાગ્યો......રાજવલ્લભ નવાજેસનો પ્રતિનિધિ હતો બંનેએ રાજખજાનામાંથી ખૂબ દ્રવ્ય ઉચાપત કર્યું હતું, જો સિરાજ કોઈ રીતે પણ ગાદીએ આવે તો સૌ પહેલાં તેમનીજ ખબર લે એ વાત દરેક જણ જાણતું હતું. એટલે પોતાનો પક્ષ સબળ કરવા તે બંને ખુલ્લી તૈયારીઓ કરવા લાગ્યા... અલીવર્દીનું પેટનું દરદ ધીમે ધામે અસહ્ય બનતું ગયું. સિરાજ મરણપથારીએ પડેલા નવાબના અંતીમ સમયે લડાઈનાં

નગારાં ગડગડાવી શકયો નહિ. રાજવલ્લભ અને અંગ્રેજ વેપારીઓ આ તકનો લાભ લઈ એક બીજાનું પ્રીતિબંધન વધુ દઢ કરવા લાગ્યા.”

સિરાજને આ બધી બાતમી મળતી હતી. પરંતુ દાદાની સારવારમાંથી ખસીને બીજીબાજુ તે લક્ષ આપી શકયો નહિ. પરંતુ એટલામાં અણધારી રીતેજ રાજવલ્લભના બધા પ્રયત્નો ધૂળ મળ્યા. અલીવર્દીની હયાતીમાંજ નવાઝેસનું (ઈ.સ.૧૭૫૬માં) મૃત્યુ થયું. થોડાજ વખતમાં સૈયદ અહમદ પણ મરણ પામ્યો. અને તેનો પુત્ર શૌકતજંગ પૂર્ણિયાનો નવાબ થયો. આમ સિરાજના કાંટા અચાનક ગયેલા જોઈ અલીવર્દીને પણ પથારીમાં પડયાં પડયાં શાંતિ વળી.

પરંતુ આટલે દૂર આગળ વધ્યા પછી રાજવલ્લભ માટે અટકવું શકય ન હતું. તે જાણતો હતો કે સિંહાસન ઉપર આવ્યા બાદ સિરાજને ઢાકામાં નવો નવાબ નીમવાનો તથા નવાઝેસ અને રાજવલ્લભનો હિસાબ તપાસવાનો અધિકાર મળશે. વળી નવાઝેસને પોતાનો પુત્ર ન હતો. તેણે એક દત્તક પુત્ર લીધો હતો તે પણ મરી ગયો હતો. તેનો એક નાની ઉમરનો પુત્ર હતો. એટલે સિરાજ નવાઝેસની સ્ત્રી ઘસેટીબેગમને પોતાના મહેલમાં રાખી તેનું ભરણપોષણ કરે તો પણ રાજવલ્લભથી ના કહી શકાય નહિ. આથી રાજવલ્લભે પેલા નાના બાળકને અલીવર્દીની ગાદીએ બેસાડી ઘસેટીબેગમને નામે બંગાળ બિહાર અને ઓરિસાની નવાબી ભોગવવાની કલ્પના કરી. બીજી બાજુ શૌકતજંગ પણ નવાબ બનવાની તૈયારી કરવા લાગ્યો તથા દિલ્હીના બાદશાહ

પાસેથી સનદ મેળવવા દિલ્હીમાં પૈસા વેરવા લાગ્યો. ચાલાક અંગ્રેજો બંનેની પીઠ થાબડવા લાગ્યા.

રાજવલ્લભે પોતાની મિલકત તથા પોતાના કુટુંબની સુરક્ષિતતા ખાતર પોતાના પુત્ર કિસનદાસને બધું સમેટી અંગ્રેજો પાસે કલકત્તા ચાલ્યા જવાનું જણાવ્યું. એ મુજબ કિસનદાસ જાત્રાનું બહાનું કાઢી કલકત્તા ચાલતો થયો. સિરાજ બધું સમજી ગયો. તેને ખાત્રી થઈ ગઈ કે અંગ્રેજો પોતાના સામા પક્ષમાં છે.

ઈ. સ. ૧૭૫૭ માં અલીવર્દી રોગથી દુર્બળ બની, સિરાજને પોતાની ગાદીનો વારસ બનાવી, આ દુનિયા છોડી ચાલતો થયો.

# પ્રકરણ ૩

## "મુસલમાનોનાં માથાંથી પૂરીશ."

અલીવર્દીના મૃત્યુના અરસામાં અંગ્રેજોએ, યુરોપમાં ફ્રેંચો સાથે થયેલી લડાઇનું બહાનું કાઢી કલકત્તાનો કિલ્લો મજબૂત કરવા બીજાં બાંધકામ ઉતાવળથી કરવા માંડ્યાં હતાં. ગાદીએ આવતાં વેંતજ દાદાની સલાહ યાદ રાખી સિરાજે કાસિમબજારના ગુમાસ્તા વોટ્સને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને તેને કહ્યું:—

"તમે મારી રજા વગર મારા મુલકમાં કિલ્લો બાંધો છો. હું કદી પણ તેમ થવા દઇશ નહિ. હું તમને વેપારી ગણું છું એટલે વેપારી તરીકે શાંતિથી જો તમે મારા દેશમાં વસવા માગતા હશો તો હું જરૂર તમને આશરો આપીશ. પરંતુ યાદ રાખજો કે હું આ દેશનો નવાબ છું. એટલે તમે શરૂ કરેલા કિલ્લાની દિવાલો તોડી પાડવામાં જો સહેજ પણ વિલંબ કરશો તો માની લેજો કે કોટી ઉપાયે પણ તમે પછી મને શાંત કરી શકશો નહિ."

પરંતુ સિરાજઉદ્દૌલાનું કહેલું હવામાં ઊડી ગયું. કલકત્તેથી કશો જવાબ આવ્યો નહિ. આમ છતાં તેણે પોતાના ક્રોધ ઉપર સંયમ રાખી કલકત્તાના ગવર્નર ઉપર સીધી રીતે પત્ર મોકલવાની પેરવી કરી. ત્યાં મોકલવા માટે તેણે ખોજા વજિદ નામના એક કુશળ, પ્રતિષ્ઠિત અને ધનાઢ્ય વેપારીને દૂત તરીકે પસંદ કર્યો. કલકત્તામાં વેપારને કારણે તેને અંગ્રેજો સાથે પણ ઠીક સંબંધ હતો. તેને લખેલા કાગળમાં સિરાજે લખ્યું હતું:–

" અંગ્રેજોને મારા રાજ્યમાંથી કાઢી મૂકવા માટે મારી પાસે ત્રણ મોટાં કારણો છે. તેમણે રાજ્યના હુકમો અને ધારાનો અનાદર કરી મુલકની અંદર મજબૂત કિલ્લા અને મોટી ખાઈઓ બનાવી છે. બીજું, તેમને કંપની માટે વગર જકાતે માલ ખરીદવાનો કે લાવવાનો જે પરવાનો મળ્યો છે તેનો તેમણે દેશનાજ ખાનગી વેપાર માટે દુરુપયોગ કર્યો છે તથા રાજ્યના ખજાનાને ધોકો પહોંચાડયો છે, અને ત્રીજું, રાજ્યનો અપરાધ કરી નાસી છૂટેલા લોકોને માગણી કર્યા છતાં પાછા સોંપી દેવાને બદલે તેમણે ન્યાયના પંજામાંથી બચાવી પોતાની પાસે રાખી મૂકયા છે."

ખોજા વજીદે કલકત્તા જઈ અંગ્રેજોને સમજાવવાનો પ્રયત્ન કરવામાં મણા રાખી નહિ. પરંતુ અંગ્રેજો પોતે સિરાજનેજ ઉથલાવી મૂકવા જે કારસ્તાન કરી રહ્યા હતા તે ધ્યાનમાં રાખી સિરાજની વાતો સાંભળવા સહેજ પણ તૈયાર ન હતા. તેથી નવાબને કાંઈ પણ જવાબ આપવાને બદલે તેઓએ " તે પ્રતિષ્ઠિત વેપારીને ગાળો દીધી, તેનું અપમાન કર્યું અને તેને નગર બહાર કાઢી મૂકયો."

જીન લૉ લખે છેઃ—

"ગવર્નર ડ્રેક એટલે સુધી બોલતો કે અમારા કિલ્લાની ખાઈ નવાબને પૂરી દેવરાવવી હશે તો મુસલમાનોનાં માથાંથી તે પૂરી દેવા હું તૈયાર છું."

છતાં સિરાજે પોતાનો મન ઉપરનો કાબૂ ગુમાવ્યો નહિ. તેણે અંગ્રેજોને વળી એક વધુ તક આપવાનો વિચાર કર્યો. આ વખતે તેણે મેદનીપુરના ફોજદાર રામરામસિંહને મોકલ્યો. પણ ખોજા વજિદના અપમાનની વાત બધે ફેલાઈ ગઈ હોવાથી તેણે પોતાના ભાઇને વેશ બદલાવી કલકત્તા રવાના કર્યો. ત્યાં પહોંચ્યા બાદ તેણે પોતાનું ખરું સ્વરૂપ કહી બતાવ્યું અને નવાબનો સંદેશો કહ્યો. પરંતુ અંગ્રેજો જાણતા હતા કે ઘસેટી બેગમના પુત્રને ગાદી અપાવવાના પ્રયત્નો ચાલુ છે. વોટ્સ રોજ કાગળ લખતો કે "સિરાજઉદ્દૌલા ગાદીએ બેઠો છે તેથી શું થઈ ગયું છે? હજુ કંઈ ઘસેટી બેગમની આશા છેક નિર્મૂળ થઈ ગઈ નથી, એટલે ગવર્નર ડ્રેક અને તેની સભાએ નક્કી કર્યું "કાસિમબજારથી સમાચાર આવ્યા છે કે ઘસેટી બેગમની આશા હજુ નિર્મૂળ થઈ નથી. આવી સ્થિતિમાં રાજદૂત જે પત્ર લાવ્યો હતો... તેનો જવાબ આપવાની કોઇને જરૂર જણાતી નથી...."

ઓર્મ લખે છે :–

"સિરાજઉદ્દૌલ્લા હવે સમજી ગયો કે અંગ્રેજો મારા ઘરના છિદ્રને જોઈ આટલી હિંમત કરે છે. તેથી સૌ પહેલાં તેણે ઘસેટીબેગમને ઠેકાણે લાવવાનો વિચાર કર્યો. તેણે બેગમને પ્રાર્થના કરી કે તમે મારા અંતઃપુરમાં મારી મા અને

અલીવર્દીની પટરાણી સાથે આવીને રહો. પણ રાજવલ્લભને એ વાત પરવડે તેમ ન હતી. તેથી તેણે મહેલ આગળ લશ્કર ભેગું કરવા માંડયું. સિરાજે તેટલાથી અકળાયા વિના તેને રાજમહેલમાં બોલાવ્યો અને તેનાં બધાં કુચરિત્ર જાણતો હોવાછતાં તેનું પદ કાયમ રાખી લોહી રેડયા વિના મોતીઝીલ મહેલ તાબે કર્યો અને ઘસેટી બેગમને પોતાને ત્યાં આણી દીધી.

પરંતુ પૂર્ણિયામાં હજુ શૌક્તજંગ બાકી હતો. નવાજેસના મરણ પછી અંગ્રેજોએ તેને પણ સારી રીતે હાથમાં લીધો હતો. એટલે સિરાજે તેના તરફ એકદમ કૂચ શરૂ કરી. શૌકતજંગમાં પોતાનામાં કાંઈ નિશ્ચય કે દઢતા હતાંજ નહિ. તે પોતાની મેળે સામો આવીને સિરાજને તાબે થયો. સિરાજે તેની ઉપર વેર ન લેતાં તેને પોતાનો મિત્ર બનાવી તેની સૂબાગીરી ઉપર ફરી કાયમ કર્યો. તે વખતે તેણે અંગ્રેજોએ તેને લખેલા બધા કાગળો સિરાજના હાથમાં સોંપી દીધા.

આ બધી વાતોની જાણ થતાંજ અંગ્રેજોએ કાસિમબજારના મજબૂત કિલ્લામાં સારી પેઠે દારૂગોળો ભરીને, તોપો વડે તેને બરાબર સુરક્ષિત કરવા માંડયો.

સિરાજે પૂર્ણિયા જતા પહેલાં અંગ્રેજોને છેલ્લો કાગળ લખી દીધો હતો કે " આ કાગળ મળ્યેથી જો અંગ્રેજ ગવર્નર ડ્રેક કિલ્લાનાં નવાં શરૂ કરેલાં બધાં બાંધકામ નહિ તોડી નાખે તો નવાબ જાતે આવીને તેને ગંગામાં ફેંકી દેશે. "

પરંતુ તેમ કરવાનું તેમને પરવડે તેવું ન હતું. એટલે તેમણે નવાબને ઉડાવવાનો જવાબ લખી મોકલ્યો "બધી જૂઠી વાત છે.

કોણ કહે છે કે અંગ્રેજો કલકત્તાની આસપાસ દિવાલ બાંધે છે? ફ્રેંચો સાથે લડાઈ થવાનો સંભવ છે એટલે નદીને કિનારે તોપો ગોઠવવાનું સ્થાન ફક્ત સમરાવવામાં આવે છે."

આ પત્ર મળતાંજ સિરાજ ક્રોધથી રાતો થઈ ગયો. એકદમ છાવણી ઉઠાવવાનો હુકમ થયો અને આખી સેના ધડધડાટ મુર્શિદાબાદ તરફ પવનવેગે ચાલવા લાગી. પોતાના મુલ્કમાં વેપાર કરતા દુકાનદારો આટલી તુમાખી બતાવે અને પોતાની રાજ્યસત્તાનું વારંવાર અપમાન કર્યા કરે તે તેનાથી સહન થયું નહિ. તેને લોહીની નદીઓ જાણી જોઈને વહેવરાવવી નહતી. સુલેહ માટે તેણે પોતાનાથી બનતા પ્રયત્ન કરી જોયા હતા. હવે તેને છેલ્લું પગલું ભર્યા વિના ચાલે તેમ ન હતું. ઈ. સ. ૧૭૫૬ની ૨૪ મી મેને દિવસે નવાબના સરદારે કાસિમબજારના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને અંદરના બધા સાજસરંજામ સાથે તે કિલ્લો તરત તાબે થયો. બસુમહાશય લખે છેઃ—

"ખરી રીતે નવાબે બધા અંગ્રેજોને બળવાખોરજ ગણવા જોઈએ. છતાં સિરાજે ભલમનસાઈ અને ઉદારતા બતાવી કાસિમબજારના અંગ્રેજોની કતલ કરવાનો હુકમ આપ્યો નહિ. "ઊલટું ત્યાંથી તેણે કલકત્તાવાળાઓને, નવો બંધાતો કિલ્લો તોડી નાખવાની, તેમને ત્યાં નાસી આવેલા રાજદ્રોહીઓને તાબડતોબ સોંપી દેવાની અને ઈસ્ટ ઇંડિયા કંપનીને મળેલો પરવાનો ખાનગી લોકોને વાપરવા ન આપવાની શરતો ઉપર સહી કરી આ યુદ્ધ બંધ કરવાની" સલાહ આપી. પરંતુ કલકત્તાથી જવાબ આવે તે પહેલાં વોટ્સની સ્ત્રીના કલ્પાંતથી

અને પોતાની માની આજ્ઞા પાળવા ખાતર તેણે વોટ્સને છૂટો કર્યો.

બસુમહાશય લખે છે:—

"જો તે વખતે તેણે તે બળવાખોર અંગ્રેજોને (અંગ્રેજોનાજ નિયમ પ્રમાણે) કાપી નાખ્યા હોત અને દયા બતાવી જીવતા ન છોડી દીધા હોત તો તેજ લોકોને હાથે ભવિષ્યમાં તેનો નાશ ન થયો હોત. તે લોકોમાં આભાર કે કૃતજ્ઞતાની લાગણીજ ન હતી. સિરાજે તેમના પ્રત્યે કેટલો સદ્ભાવ બતાવ્યો હતો તેની કિંમત આંકવા જેટલી તેમનામાં સહૃદયતા પણ ન હતી. એજ વોટ્સે ભવિષ્યમાં સિરાજની માઠીવલે આણી એમ કહેવાની જરૂર નથી.

મી. એસ ટી. હીલે લખ્યું છે:—

"વોટ્સની ચાલાકીથી અને કલાઇવની જીતથી સિરાજ સિંહાસન ઉપરથી દૂર થયો હતો."

ઉપરનો 'ચાલાકી' શબ્દ દગાબાજીના અર્થમાંજ સમજવાનો છે.

અસ્તુ. અંગ્રેજો તરફથી જવાબ ન મળતાં સિરાજે કલકત્તા ઉપર વેગથી આક્રમણ શરૂ કર્યું. પોતે કલકત્તામાં જાય ત્યારે પાછળથી પોતાની ગેરહાજરીમાં શત્રુઓ શૌક્તજંગને સિંહાસન ઉપર બેસાડી દેવા તરકટ ન કરે તે માટે જેમના ઉપર તેને સંદેહ હતો તે બધાને તેણે પોતાના સૈન્યમાં સાથે લઈ લીધા. આ રીતે રાજવલ્લભ, જગતશેઠ અને માણેકચાંદને પોતપોતાનાં સૈન્યો સાથે પોતાની અનિચ્છા છતાં કલકત્તા જવું પડ્યું.

# પ્રકરણ ૪

## નાસભાગ.

આ જગાએ આપણા ઇતિહાસના એક કરુણ પાત્રનું ઓળખાણ કરાવવું જરૂરનું છે. તેનું નામ ઉમાચરણ અથવા અમીચંદ. તેને એક મોટો વેપારી કહેવાથી તેની પૂરી ઓળખાણ નહિ આપી શકાય. તેની અપાર સમૃદ્ધિને કારણે અંગ્રેજો પણ તેને એક જાતનો રાજાજ કહેતા.

ઓર્મ લખે છે:—

" સેંકડો ઓરડાઓવાળો તેનો રાજમહેલ, જુદાં જુદાં કામો માટે સતત રોકવામાં આવેલું હજારો દાસદાસીઓનું લશ્કર, અને પગાર આપી રાખેલો હથિયારબંધ માણસોનો કાયમી રસાલો–આ બધું એક વેપારીના ઘર કરતાં રાજાના દરબારગઢ જેવું વધારે લાગતું."

નવાબના દરબારમાં પણ તે પ્રતિષ્ઠિત તેમજ લાગવગવાળો માણસ ગણાતો.

અંગ્રેજોને અને તેને પાછલા જન્મોનું લેણું હોય તેમ હતું. અંગ્રેજોને પૈસા આપી, તેમનો બંગાળાનો વેપાર વધારી આપનાર તેજ હતો. તેની મદદથીજ તેઓ ગામેગામ રોકડા પૈસા આપી કપાસ તથા વસ્ત્રો સસ્તામાં અને સહેલાઇથી ખરીદી શકતા અને ખૂબ કમાણી કરતા. અને અંતે પ્લાસીના યુદ્ધમાં અંગ્રેજોને વિજય અપાવી આખો બંગાળા અને તેની મારફતે આખું હિંદુસ્તાન તેમના હાથમાં અપાવનાર પણ તેજ હતો. એ વાત આપણે આગળ જોવાનાજ છીએ. રાજ-વલ્લભનો પુત્ર કિસનદાસ અંગ્રેજોને શરણે કલકત્તા નાસી આવ્યા બાદ તેને કુટુંબ સાથે અમીચંદને ઘેરજ ઉતારો આપવામાં આવ્યો હતો.

પરંતુ મિત્રતાનો બદલો મિત્રતાથી, સદ્ભાવનો બદલો સદ્ભાવથી અને ઉપકારનો બદલો કૃતજ્ઞતાથી આપે તો તે અંગ્રેજો શાના?

જ્યારે તેમણે જોયું કે કલકત્તા ઉપર સિરાજ ધડધડાટ ચાલી આવે છે ત્યારે કદાચ કિસનદાસ, અંગ્રેજો હારશે તે બીકથી પહેલેથી જ નવાબને શરણે જતો રહી કલ-કત્તાની વ્યૂહરચના નવાબને બતાવી ન દે તે માટે તેને કેદખાનામાં પૂરવાનો તેઓએ વિચાર કર્યો. અંગ્રેજો હવે જરૂર હારી જશે એવા ખ્યાલથી અમીચંદ પણ સિરાજના પક્ષમાં ભળી ન જાય એ કારણથી તેને પણ બંદીખાનામાં નાખવાનો તેઓએ નિશ્ચય કર્યો. આ પ્રમાણે રાજવલ્લભ તેમજ અમીચંદ, બંનેને અંગ્રેજોની મિત્રતા કરવાનું રૂડું ફળ તત્કાળજ મળ્યું.

બસુ મહાશય લખે છેઃ—

"અંગ્રેજ સોલ્જરો અમીચંદને ઘેર જઈ પહોંચતાં કાંઈ પણ સામનો કર્યા વિના અમીચંદ તેમને તાબે થયો. પણ ખ્રિસ્તીઓ તેને એકલાને કેદ કરીને સંતુષ્ટ ન થયા. તેમને તો તેના જમાઈ હજારીમલને તેમજ તેના પરોણા કિસનદાસને પણ કેદ કરવા હતા. તેઓ અમીચંદની પેઠે સહેલાઈથી શરણ ન થયા. તેમણે પોતાના નોકરોને અંગ્રેજો ઉપર ગોળી ચલાવવાનો હુકમ કર્યો. હજારીમલ બહાદુરીથી લડ્યો અને અંતે તેનો ડાબો હાથ કપાઈ જઈ તે બીલકુલ લાચાર ન થઈ ગયો ત્યાંસુધી તેમના હાથમાં આવ્યો નહિ......

"પરંતુ જ્યારે તેમણે અંગ્રેજોને અમીચંદના અંતઃપુરમાં સ્ત્રીઓના ઓરડા તરફ સોલ્જરોને મોકલતા જોયા ત્યારે જરૂર તેમનું લોહી ગુસ્સાથી ઊકળી ઉઠ્યું હશે. સોલ્જરોનો તે બાજુ જવાનો આશય સહેલાઈથી કલ્પી શકાય તેમ હતો. અમીચંદનો વફાદાર જમાદાર આ વસ્તુ સહન કરી શક્યો નહિ. તેણે આ કટોકટીને પ્રસંગે જે કર્યું તેનું વર્ણન કરનાર થાઇસિડાઈડસ કે ગિબન જેવો કોઈ લેખક હોત તો તે આખી દુનિયામાં અમર થઈ ગયો હોત."

ઓર્મ લખે છેઃ—

"તેણે તરતજ આખા ઘરને આગ લગાડી અને કુટુંબની સ્ત્રીઓને પરદેશીઓના હાથમાં સપડાતી બચાવવા તેમના ઓરડામાં દાખલ થઈ પોતાને હાથે તે બધીને કાપી નાખી. ત્યારબાદ તેણે પોતાનો અંત આણવા પોતાના શરીરમાં ખંજર ખોસ્યું પરંતુ તે ઘા જીવલેણ ન નીવડ્યા."

અંગ્રેજો આટલું કરીને ન અટક્યા તેમણે કલકત્તાના ઘણા દેશીઓનાં ઘર તોડી પાડ્યાં તથા માલમિલકતના ઢગલા શેરીઓનાં મોં બંધ કરવા માટે વાપર્યા. જેટલાં ઘર શત્રુ વાપરી શકે તેમ લાગ્યું તે બધાં તેમણે તોડી નાખ્યાં અને પોતાને લડવાનું ફાવે તે માટે જેટલાં ઘર વચ્ચે આવતાં હતાં તે સળગાવી મૂક્યાં. પરંતુ તે આગ દૂર સુધી ફેલાઈ અને ગવર્નર ડ્રેકના શબ્દોમાં કહીએ તો કેટલાંય ઘર "નાહક બળીને" ખાખ થઈ ગયાં. ઉપરાંત દેશી લોકોને કિલ્લાનું રક્ષણ આપવાને બદલે શત્રુના ગોળાઓનો ભોગ થવા માટે બહાર રહેવા દીધા અને ધોળી ચામડીવાળા બધાને કોઠી નજીકનાં ઘરોમાં ઉતારો આપ્યો. આ વખતે વટલાઈને ખ્રિસ્તી થયેલા દેશીઓની માઠી વલે આવી. તેમની ચામડી તો ધોળી હતી નહિ જેથી તેમને પણ બીજા યુરોપિયનોની માફક કોઠી પાસે રાખે. તેમને પણ બધાંની સાથે બહાર હાંકી કાઢવામાં આવ્યા. છેવટે તેમણે કિલ્લાના દરવાજા આગળ ઘણી આજીજી અને વિનંતી કરી ત્યારે તેમને કિલ્લાની નજીકમાં રહેવા દેવામાં આવ્યા.

સિરાજે ધાર્યું હતું કે બંગાળામાં રહેતા ફ્રેંચો કે ડચો પોતાના હરીફ અંગ્રેજોનો ઉચ્છેદ કરવામાં તેને મદદ કરશે. જો ડુપ્લે જેવો કોઈ રાજનીતિજ્ઞ તે વખતે ત્યાં હોત તો જરૂર તેણે તે અણીને વખતે નવાબને મદદ કરી હોત અને તેમ કરી પોતાના સૌથી ખરાબ હરીફનો કાંટો સહેલાઈથી દૂર કર્યો હોત. પણ દુર્ભાગ્યે તેમણે તેમ કર્યું નહિ. તેમણે આ વખતનો લાભ લઈ પોતાના ધર્મભાઈઓને વધારે

આફતમાં નાખવાનું યોગ્ય ધાર્યું નહિ. પરંતુ પરિણામે થોડાજ દિવસ બાદ તેમની તે મૂર્ખાઇનો બદલો અંગ્રેજોએ તેજ કારણથી તેમનો સદંતર ઉચ્છેદ કરી નાખીને વાળ્યો.

અંગ્રેજોએ નવાબની નોકરીમાં રહેલા બીજા યુરોપિયન પોર્ટુગીઝ તોપચીઓને કે અમલદારોને ફોડવા તેમના ધર્મગુરુ ખ્રિસ્તી પાદરીઓ મારફતે કાગળો લખાવ્યા અને પોતાના ધર્મભાઇઓ સામે કાફરોને મદદ ન કરવા ખૂબ આગ્રહ કર્યો. પરંતુ તે વખતે તેઓ ઉઘાડેછોક છાવણી છોડીને કલકત્તા આવી શકે તેમ નહતું એટલે તેમણે તે રીતનો જવાબ પાછો વાળ્યો, પરંતુ ખરેખરી વખતે જ્યારે તોપો બરાબર ચલાવવાની હતી ત્યારે તે ખ્રિસ્તીઓ દગાબાજ નીવડયા અને મી. હીલને પણ લખવું પડયું કેઃ–

"શત્રુની મોટી તોપો જાણી જોઇને ફ્રેંચ અને પોર્ટુગીઝ તોપચીઓએ ખરાબ રીતે વાપરી એટલે આપણને જરા પણ ખાસ નુકસાન કરી શકી નહિ."

બસુ મહાશયને પોતાનો ગુસ્સો પ્રગટ કરવાનું યોગ્ય કારણ છે કેઃ—

"હિંદુસ્તાનના રાજાઓ પોતાની નોકરીમાં ખ્રિસ્તીઓને રાખીને હંમેશાં દુઃખી થયા છે. તે લોકોમાં કદી સ્વમાન કે કૃતજ્ઞતાની લાગણી હતી જ નહિ, અને જેનું નીમક ખાધું હોય તેને થોડી લાલચને કારણે હરામ નીવડતાં તેમને જરા પણ વાર લાગતી નહિ."

---

અક્ષયકુમાર-સિરાજદૌલા

તોપણ સિરાજના સૈન્યમાં માત્ર દગાબાજ યુરોપિયનોજ નહતા. પરિણામે અંગ્રેજોથી વધુ વાર ટકી શકાયું નહિ. નિયમ તરીકે દગાબાજ હંમેશાં બાયલો પણ હોય છે તે વાત અંગ્રેજોએ પણ તે વખતે સિદ્ધ કરી આપી.

બસુ મહાશય લખે છેઃ-

" અંગ્રેજો કે જે સ્વભાવથીજ બાયલા હતા, તેઓ સિરાજના લશ્કરની કુશળ હીલચાલોથી તરતજ ગભરાઈ ગયા. મી. હીલ લખે છે કે લશ્કરના માણસો જરા પણ કાબૂમાં રહ્યા નહિ. અને લડવાનું કહેવા આવતા પોતાનાજ અમલદારો ઉપર સંગીન ઉગામવા લાગ્યા."

થોર્ન્ટન લખે છેઃ-

" કંપનીના વડા અધિકારીઓજ પોતાના રક્ષણ માટે અક્ષમ્ય આતુરતા દાખવવા લાગ્યા અને એ રીતે ઘેરાનો અંતીમ દેખાવ તદ્દન શરમભરેલો થઈ ગયો."

ગવર્નર પોતે બૈરીછોકરાંને વહાણમાં ચડાવતો જાતેજ બેસી ગયો અને બીજા અમલદારોએ પણ વહાણમાં ચડી બેસવા કૂદાકૂદ કરી મૂકી. સ્ત્રીઓને દરવાજો ઉઘાડી બહાર હોડીઓ પાસે આણવામાં આવી એટલામાં જ ધક્કામુક્કી કરી એટલા બધા પુરુષો હોડીઓમાં ચડી બેઠા કે કેટલીય હોડીઓ ત્યાં ને ત્યાં ઊંધી વળી ગઈ. અધૂરામાં પૂરું બધાં માણસો વહાણ ઉપર આવી રહે તે પહેલાંજ જલદીથી ભાગી છૂટવા વહાણનું લંગર ઉપડયું અને કિનારે રહેલા ભય અને ક્રોધથી જડ જેવા થઈ ગયા. જોન કૂકે પોતાની જુબાનીમાં જણાવ્યું છેઃ-

" આમ નાસી ગયેલાં વહાણોને, તે ઉતારુઓને સહીસલામત કિનારે ઉતારી મૂક્યા બાદ પાછાં બંદરે આવી બાકી રહેલાઓને લઈ જવા માટે કિલ્લાના દરેક ભાગ ઉપરથી ખૂબ નિશાનીઓ કરવામાં આવી. અમે માન્યું કે પોતાના દેશભાઇઓને શત્રુના હાથમાં સોંપી દેવા એ કેટલું બધું શરમભરેલું અને ક્રૂર છે એવો ખ્યાલ નાસી ગએલાઓને આવશે કે તરત પોતાનું રક્ષણ સાધી લીધા બાદ પણ બીજાઓને બચાવવા ફરી વહાણ મોકલીને તેઓ પોતાની ભૂલ સુધારશે. પણ એવી કલ્પના વડે અમે અમારી જાતનેજ છેતરી રહ્યા હતા."

ઓર્મે પણ લખ્યું છેઃ–

" ૧૫ બહાદુર માણસો એકજ વહાણ લઈને આવ્યા હોત તો શત્રુઓના ગમે તેવા પ્રયત્નો છતાં બધા લોકો બચી શક્યા હોત."

પણ તેવા ૧૫ બહાદુર માણસો લાવવા ક્યાંથી ?

# પ્રકરણ ૫

## તે કાળી કોટડી

બાકી રહેલાઓએ હોલવેલને પોતાનો નાયક નીમ્યો. પણ તેનાથી સિરાજની પ્રબળ ગતિ રોકી શકાઈ નહિ. જ્યારે એક પણ ઉપાય બાકી ન રહ્યો ત્યારે અંગ્રેજોએ, પોતાને દરેક વિપત્તિમાંથી ઉગારનાર અમીચંદનું ફરી શરણ લીધું. અમીચંદને, પોતાની, પોતાના કુટુંબની અને પોતાના ઘરની શી વલે થઈ હતી તેની પૂરી ખબર હતી, છતાં તેણે નવાબના સેનાપતિ માણેકચંદ ઉપર પત્ર લખી આપ્યોઃ–" હવે બસ થયું, બરાબર સજા થઈ છે. હવેથી નવાબ કહેશે તે તે પ્રમાણે અંગ્રેજો વર્તશે." [૧] હોલવેલે કિલ્લાની દિવાલો ઉપરથી તે પત્ર બહાર ફેંક્યો.

એટલામાં બીજી બાજુએ અંગ્રેજ સોલ્જરોએ ગોદામ તોડી નાખ્યું અને અંદરનાં દારૂનાં પીપ ખાલી કરવા માંડ્યાં. હોલવેલે ચારે તરફ દોડાદોડ કરી મૂકી પરંતુ ગાંડા બનેલા સોલ્જરોએ એકાએક પશ્ચિમ તરફનો દરવાજો ઉઘાડી નાંખ્યો,

---

(૧) હોલવેલ ઇંડિયા ટ્રેક્ટ્સ

અને નવાબનું સૈન્ય પાણીના રેલાની માફક કિલ્લામાં દાખલ થયું. બધા અંગ્રેજોને બંદીવાન બનાવવામાં આવ્યા.

સાંજરે પાંચ વાગ્યાને સુમારે સિરાજ અંગ્રેજોના કિલ્લામાં આવ્યો અને ત્યાં તેણે મોટો દરબાર ભર્યો. અમીચંદ તથા કિસનદાસને ત્યાં તેડી મંગાવવામાં આવ્યા. તેઓએ આવીને જ્યારે નવાબ આગળ માનપૂર્વક કુર્નિસ બજાવી ત્યારે સિરાજે તેમનો તિરસ્કાર ન કરતાં બંનેને યોગ્ય માન આપી આસન આપ્યાં. જે કિસનદાસને અંગ્રેજોના હાથમાંથી પકડવા માટે સિરાજે આટલું કર્યું હતું તે હાથમાં આવતાં તેને કશું જ ન કરવામાં આવ્યું.

જે અંગ્રેજો કેદ પકડાયા હતા તેમને પણ હાજર કરવામાં આવ્યા. પરંતુ સિરાજે તરતજ હૉલવેલનાં બંધન છોડી નંખાવ્યાં અને કહ્યું " હું પણ એક વીર પુરુષ છું અને વીર પુરુષનું સન્માન કેવી રીતે કરવું તે જાણું છું. હું ખાત્રી આપું છું કે તમને કાંઈ પણ ઇજા કરવામાં આવશે નહિ."

પરંતુ એજ હૉલવેલે સિરાજના તે સદ્‌ભાવનો બદલો 'વીર પુરુષ' ને યોગ્ય રીતે કાળી કોટડીની વાત ઉપજાવી કાઢીને આપ્યો.

જે દિવસે કલકત્તા સિરાજના હાથમાં આવ્યું તે રાત્રે એ બનાવ બન્યો એમ બધા અંગ્રેજ લેખકો હજુ સુધી લખ્યા કરે છે.

મી. હીલ લખે છે:-

" કલકત્તા જીતાયા બાદ ચારેબાજુ અલ્લાની બંદગી થઈ રહી હતી. તેવામાં કેટલાક કેદ પકડાયેલા યુરોપિયન સોલ્જરોએ

ખૂબ દારૂ પી ગાંડા બની દેશીઓ ઉપર હુમલો કર્યો. આથી તે લોકોએ નવાબ આગળ તે બાબતની ફરિયાદ કરી. નવાબે પૂછ્યું કે અંગ્રેજો પોતે તેવા બદમાશોને કયે ઠેકાણે પૂરી રાખતા હતા ? લોકોએ કહ્યું " કાળી કોટડીમાં. " પણ કેટલાક દરબારીઓએ જણાવ્યું કે એટલી નાની કોટડીમાં આટલા બધા માણસો આખી રાત પૂરી રાખવા એ જોખમકારક છે. પણ તેણે તેમને ત્યાંજ પૂરવાનો હુકમ આપ્યો...... એ રીતે ૧૪૬ માણસોને તે કોટડીમાં પૂરવામાં આવ્યા. સવારે તેમાંથી ૨૩ જણા જીવતા નીકળ્યા."

અંગ્રેજ લેખકોએ તે વાતને આ પ્રમાણે વધારી મૂકી છે. પરંતુ આ વાત સૌથી પ્રથમ બહાર ફેલાવનાર હૉલવેલ પોતેજ લખે છેઃ–

" મને હજુ વિશ્વાસ છે કે......અમને ક્યાં રાખવા કે કેવી રીતે રાખવા એ બાબત વિષે સિરાજઉદ્દૌલ્લા કશું જ બોલ્યો ન હતો. અમે નાસી ન શકીએ તેવો બંદોબસ્ત કરવાનું કદાચ તેણે કહ્યું હશે ! જે સિપાઇઓનાં સગાંસંબંધી એ યુદ્ધમાં મરણ પામ્યાં હશે તેઓએજ વેર વાળવા અમારી ( કાળી કોટડીવાળી ) દુર્દશા કરી એમ મારું માનવું છે. "

આટલી મૂળ વાતમાંથી ઉપર ટાંકેલા અંગ્રેજ લેખકે સિરાજનેજ આ બનાવ માટે જવાબદાર ઠરાવવા કેટલું વધાર્યું છે તે સમજી શકાશે.

પરંતુ કાળીકોટડીવાળી મૂળ વાત પણ તેટલીજ બનાવટી છે એ વાતનું સમર્થન હવે આપણા હિંદી ઇતિહાસકારો

કરવા લાગ્યા છે.[૧] અહીં વધુ વિસ્તાર શકય નથી એટલે આપણે થોડાક મુદ્દાઓજ જોઈ લઈશું.

પ્રથમ તો ડૉ. ભોળાનાથ આપે છે તે ગણિતશાસ્ત્રની દલીલ જોઈએ. તે જણાવે છે કે ૧૪૬ માણસો અંગ્રેજોના જણાવ્યા પ્રમાણે ૨૬૭ ચોરસફૂટ જેટલી જગામા શી રીતે સમાઈ શકે તેજ સમજાતું નથી. " તેમને દાડમના બિયાની પેઠે એક ઉપર એક ગોઠવે અથવા વહાણની ગુણોની પેઠે એક ઉપર એક ખડકે અને ગુણો વચ્ચે રહેતી જગામાં પણ માણસોનાં નાનાં બંડલો બનાવી ખોસે તો પણ ૧૪૬ માણસો તે જગામાં સમાઈજ શી રીતે શકે ? "

માણસ ઊભો હોય કે બેઠો હોય તો પણ તેને માટે ઓછામાં ઓછી ૩ ચોરસ ફૂટ જગા અવશ્ય જોઈએ. તે હિસાબે પણ ૮૯ માણસોજ તે કોટડીમાં છાપરા સુધી એક ઉપર એક ગોઠવે તો સમાઈ શકે !

વળી કલાઈવ અને વૉટ્સને પછીથી નવાબને જે કાગળ લખ્યો હતો તેમાં તેના બધા અપરાધો ગણી બતાવ્યા હતા પરંતુ તેના આ મુખ્ય અપરાધનો જરા ઉલ્લેખ પણ નથી કર્યો એનું કારણ શું ? રસ્તે ચાલતાં હડહડતાં બનાવટી જૂઠાણાં ઊભાં કરી શકે તેવા કલાઈવ જેવા, આવી બનેલી વાત જતી કરે એમ માનવું અશક્ય છે.

વળી મીરજાફર સાથે અંગ્રેજોએ જે છૂપી સંધિ કરી હતી તેમાં સિરાજે કલકત્તાના હલ્લા વખતે કરેલા તેમજ નહિ કરેલા

---

(૧) અક્ષયકુમાર–" સિરાજઉદ્દૌલ્લા–" બસુ મહાશય– " રાઈઝ ઓફ ધી ક્રીશ્ચનપાવર...પુ. ૧. "

નુકસાન માટે પણ મોટી મોટી બદલાની રકમો ઠરાવવામાં આવી હતી. તો પછી જેઓ આ કોટડીમાં મરી ગયા તેમનાં જીવતાં સગાંવહાલાં માટે એક પાઈ પણ માગવામાં નથી આવી એ વાત શું જણાવી આપે છે ?

બસુ મહાશય લખે છે:-

"ગમે તેટલી બારીકાઈથી શોધખોળ કરવામાં આવે છે તો પણ તે કોટડીમાં મરેલા કહેવાતા ૧૨૩નાં પૂરાં નામ જડતાં નથી. મી. હીલ જ લખે છે કે કોટડીમાં ૧૨૩ મરી ગયા કહેવાય છે તેમાંથી આપણે માત્ર ૫૬નાં નામજ ગણાવી શકીએ છીએ.

"એટલે સ્વાભાવિક રીતે પ્રશ્ન ઊભો થાય છે કે બાકીના ૬૭ નાં નામ કેમ નથી જડતાં ?

"કદાચ તેનું કારણ એ હશે કે જ્યારે સિરાજઉદ્દૌલાએ કલકત્તા જીત્યું ત્યારે તેમાં ૧૨૩ જેટલા ખ્રિસ્તીઓ જ ન હતા.

"આ બધા ઉપરથી અમે એટલુંજ કહી શકીએ છીએ કે યુરોપિયનોએ પોતાનો ક્ષુદ્ર સ્વાર્થ સાધવા માટે આ આખી વાત બનાવી કાઢી છે. જો પેલા ૫૬ જણ પણ ખરેખર મરી ગયા હોય તો તે પણ લડાઈ દરમ્યાન થયેલા જખમો અને માંદગીથીજ. નહિ કે કાળી કોટડીમાં રૂંધાઈ મરવાથી."

કાળી કોટડીનો બનાવ ઈ. સ. ૧૭૫૬ના જુનની ૨૦મીએ બન્યો એમ હૉલવેલ કહે છે. પરંતુ તેણે ૧૭૫૭ના નવેંબરની ૩૦મીએ જે કાગળ ડીરેકટરોને લખ્યો હતો તેમાં તેણે જણાવ્યુંછે કેઃ—

"કિલ્લાનું કુલ સૈન્ય ૧૪૫ સૈનિકોનું હતું, ઉપરાંત ૪૫ અમલદારો હતા. તે બંનેમાં બધા થઇને કુલ ૬૦ યુરોપિયનો હતા."

હવે તેઓમાંથી ડ્રેક સાથે જે દસ વીર પુરુષો વહાણુમાં ભાગી ગયા હતા તેમનાં નામ હોલવેલ પોતેજ ગણાવે છે. એટલે ખુદ હૉલવેલના હિસાબ પ્રમાણેજ કિલ્લો જિતાયો ત્યારે તેમાં પચાસ કરતાં વધુ યુરોપિયનો ન હતા. પરંતુ તે પચાસમાંથી ૧૨૩ યુરોપિયનો કાળી કોટડીમાં મૂઆ અને બાકીના ૨૩ જણ બીજે દિવસે જીવતા નીકળ્યા!!! આવી છેક બનાવટી તેમજ પોતાનાજ શબ્દોથી ખોટી પડતી વાત હૉલવેલ શી રીતે બનાવી શકયો હશે તેનું કારણ શોધવા જવું પડે તેમ નથી. તેના જાતભાઇઓજ તેને જુઠ્ઠો, લબાડી અને લુચ્ચો કહીને વર્ણવે છે. મીરજાફરને પદભ્રષ્ટ કરવો હતો ત્યારે તેણે કંપનીના ડીરેકટરો ઉપર, મીરજાફરે ઢાકામાં કરેલી કતલનો એક ભયંકર હેવાલ લખી મોકલ્યો હતો. પરંતુ કલાઇવ જ્યારે ફરીથી હિંદુસ્તાન આવ્યો ત્યારે તેણે ડીરેકટરોને લખી મોકલ્યું કેઃ-

"સદ્‌ગત નવાબ મીરજાફરને ન્યાય આપવા ખાતર અમારે એટલું જણાવવું જોઇએ કે હૉલવેલે જણાવેલી ઢાકાની કતલની ાાત એ નવાબના ચારિત્ર્ય ઉપર એક જુઠ્ઠો હીચકારો આરોપ છે. તેમાં સત્યનો એક અંશ પણ નથી. તે કાગળમાં હૉલવેલે જે માણસોને નવાબના હુકમથી કતલ કરી નાખેલા ગણાવ્યા છે તે બધા અત્યારે અહીં જીવતા છે......"

હૉલવેલ સાહેબે પોતાને પૈસે કાળી કોટડીની જગાએ

મરી ગયેલાઓ માટે એક સ્મૃતિસ્તંભ ઊભો કર્યો હતો. પરંતુ ઈ. સ. ૧૮૫૧માં માર્કિવસ ઑફ હેસ્ટીંગ્સના વખતમાં કસ્ટમ હાઉસ બાંધવા તેને તોડી પાડવામાં આવ્યો. જો તે વખતના અંગ્રેજો પોતેજ કાળી કોટડીની વાત ખરી માનતા હોત તો એક કસ્ટમહાઉસ બાંધવા ખાતર આવા પવિત્ર સમાધિસ્તંભને તોડી પાડત નહિ. કહેવાની જરૂર નથી કે આ વસ્તુ ખ્યાલમાં આવવાથી લોર્ડ કર્ઝને એ જૂઠાણું ફરી અમર કરવા તે જગાએ બીજું નવું બાંધકામ હાલમાં ઊભું કરાવ્યું છે.

બસુ મહાશય લખે છેઃ—

"દલીલખાતર સ્વીકારી લઈએ કે કાળી કોટડીવાળો બનાવ ખરેખર બન્યો હતો તોપણ તેને માટે સિરાજને શી રીતે દોષિત ગણવો તે અમને સમજાતું નથી. તે કોટડી તેણે તો બાંધીજ ન હતી. ઇતિહાસકાર મિલ લખે છેઃ—

"તે કોટડી હવાઅજવાળાવિનાની અને અવડ હતી...અને અંગ્રેજો પોતેજ તેને કેદખાના તરીકે વાપરતા...સુબેદારના અમલદારોને કેદીઓ પૂરવાની યોગ્ય જગા સૂચવવા માટે અંગ્રેજોએ અત્યાર સુધી કેદીઓ પૂરવા અમલમાં મૂકેલી પોતાનીજ રીતનો આભાર માનવો રહ્યો."

બેવરીજ લખે છેઃ—

"આપણે કાળી કોટડીને વારંવાર ગા ગા ન કરવી જોઈએ .....કારણ કે ઈ. સ. ૧૮૫૭ની પહેલી ઓગસ્ટે અમૃતસર જીલ્લામાં તેને પણ ભૂલાવે તેવો બનાવ આપણે હાથેજ થયો હતો......મોટી સંખ્યામાં પકડાયેલા સિપાઈઓને એક

કિલ્લાના ગોળ બુરજમાં પૂરવામાં આવ્યા, બીજે દિવસે તેમાંથી એક પછી એક એમ ૨૩૭ જણાને કાઢી કાઢીને ઠાર કરવામાં આવ્યા. જ્યારે બીજા વધારે નીકળતા ન જણાયા ત્યારે તપાસ કરવામાં આવી તો જણાયું કે બધા મરી ગયેલા હતા! હૉલવેલની કાળી કોટડી ફરી વાર બની હતી...ભય, થાક, શ્રમ, ગરમી અને રૂંધામણને લીધે મરી ગયેલાં ૪૫ મડદાંને બહાર ખેંચી કાઢવામાં આવ્યાં."

કલકત્તા ઉપર સિરાજે હલ્લો કર્યો ત્યારે ડ્રેકની કાઉંસીલે ઠરાવ પસાર કર્યો હતો કે શત્રુનો જે કોઈ માણસ હાથમાં આવે તેને ઠાર કરવો-અને લડાઈનો નિયમ હોવા છતાં પકડાયેલા કે તાબે થયેલાને શરણ નહિ આપવું! પણ સિરાજે કલકત્તા જિતાયા બાદ જે અંગ્રેજો હાથમાં આવ્યા તેમને કાંઈજ ન કર્યું. ઊલટા તેમને આવી બનાવટી વાતો બહાર ફેલાવવા છૂટા મૂકયા!

છતાં અંગ્રેજ લેખકોનાંજ પુસ્તકોમાં સિરાજ ક્રૂર અને ઘાતકી ઠર્યો છે.

# પ્રકરણ ૬

## કલાઈવ બહાદુર કલકત્તા જીતે છે!!

વહાણ મારફતે નાસી છૂટેલા અંગ્રેજો કલકત્તાથી ૨૦ માઈલ નીચે આવેલા ફલ્ટા આગળ લાંગર્યાં હતા. ત્યાં તેમની સ્થિતિ કફોડી હતી. વહાણ ઉપર ખાવાખોરાકી ખૂટી જવા આવી હતી. તેમની પાસે પૈસા પણ ન હતા અને આજુબાજુ બજાર પણ ન હતાં. એક અંગ્રેજ લેખક લખે છે:—

"કલકત્તાથી નાસી છૂટેલા આપણા લોકો ફલ્ટા આગળ બિલકુલ અરક્ષિત સ્થિતિમાં થોડાંઘણાં વહાણ ઉપર પડેલા હતા...... તે જગા રોગથી ભરપૂર હતી. તેમની પાસે ખાધાખોરાકીની વસ્તુઓ પણ રહી ન હતી. પરંતુ આ વખતે ફ્રેંચો અને ડચોએ ભલમનસાઈથી તેમને પૂરતી મદદ કરી. તેઓ તેમની મદદ વડેજ જીવતા રહી શકયા......"

સિરાજઉદ્દૌલ્લાએ જો આ વખતે તેમને પજવવા ધાર્યું હોત તો તેમાંનો એક પણ અંગ્રેજ જીવતો રહેવા પામ્યો ન હોત. પરંતુ તેણે નમેલા શત્રુને સતાવવો એ યોગ્ય ન માન્યું. તેણે ધાર્યું કે અંગ્રેજોને હવે બરાબર સજા થઈ છે, તેઓ ફરી બંગાળા

તરફ નજર કરવાની હિંમત સુદ્ધાં કરવાના નથી. ફલ્ટા આગળ અટકેલા અંગ્રેજોએ વાત ઉડાવી કે અમે બધા તો બંગાળા છોડી મદ્રાસ ચાલ્યા જવા ખૂબ ઇંતેજાર છીએ. અનુકૂળ પવન માલમ પડતાં અમે આ કિનારે વધુ રોકાવાના નથી. આ વાત સાંભળી તરતજ સિરાજે તેમને જોઇતો સરસામાન મળી શકે તે માટે આજુબાજુનાં બજાર ઉઘાડવાનો હુકમ આપ્યો, અને અંગ્રેજોને જોઈતી વસ્તુઓ મળવા લાગી.

પરંતુ નવાબ આ અંગ્રેજોની બદમાસી સમજી શકયો નહિ. તેઓનો બંગાળા છોડવાનો વિચારજ ન હતો. તેમણે તો કયારનુંય મદ્રાસથી નવું લશ્કર મંગાગ્યું હતું.

કીલપેટ્રિક લખે છેઃ—

"મદ્રાસથી વહાણો અને લશ્કર આવી પહોંચે ત્યાંસુધી અમે અમારો વખત દેશના કેટલાક આગેવાન અને પ્રતિષ્ઠિત લોકો સાથે પત્રવ્યવહાર કરવામાં ગાળ્યો. તેનાથી જ્યાંસુધી ફલ્ટા આગળ રોકાઈ રહેવું પડે ત્યાંસુધી વખત મેળવવાનો તેમજ ખાવાપીવાની સામગ્રી મેળવ્યા કરવાનો અમારો ઇરાદો બરાબર પાર પડ્યો."

બીજા એક અંગ્રેજે લખ્યું છેઃ-

"જ્યારે નવાબે જાણ્યું કે અમે બધા માત્ર અનુકૂળ પવનનીજ રાહ જોઇને અહીં થોભ્યા છીએ અને ઋતુ બદલાતાંજ મદ્રાસ તરફ ચાલ્યા જવાના છીએ ત્યારે તેણે બજાર ઉઘાડવાનો હુકમ આપ્યો......અને અમને જોઈતી બધી વસ્તુઓ મળવા લાગી."

સિરાજની જગાએ જો કોઈ ખ્રિસ્તી હોત તો પોતાના શત્રુનું નિકંદન કાઢી નાખવાની આવી તક જતી ન કરત.

પરંતુ તેણે તેમ તો ન કર્યું એટલું જ નહિ પણ કાસિમબજારમાં બાકી રહેલા હેસ્ટીંગ્સ વગેરેને હાંકી કાઢવાનો પણ વિચાર ન કર્યો. ઉપરાંત કેદખાનામાંથી છૂટેલા કલકત્તાવાળા અંગ્રેજોને અમીચંદના કહેવાથી માત્ર વેપાર કરવાની શરતે કલકત્તામાં રહેવા આવવાની છૂટ પણ આપી. અમીચંદે આજુબાજુ છુપાઈ રહેલા તે બધા અંગ્રેજોને પોતાને પૈસે ખાધાખોરાકીની તેમજ બીજી જોઈતી સાધનસામગ્રી છૂટે હાથે પૂરી પાડી. અંગ્રેજોએ તેની, તેના કુટુંબની અને ખાસ કરીને સ્ત્રી વર્ગની તથા તેની તમામ માલમિલકતની શી વલે કરી હતી તે તે જાણતો હતો. પરંતુ આખરે તે વેપારી હતો, કલકત્તામાંથી અંગ્રેજો નાબૂદ થાય તો તેનું પેટ શી રીતે ભરાય એ ખ્યાલથી તેણે સ્વમાન અને સ્વદેશનો જરાપણ ખ્યાલ ન કર્યો. પણ તેજ અંગ્રેજોને હાથે થોડાદિવસ બાદ તેની કૂતરા કરતાં ભૂંડી દશા થઈ.

ફલ્ટાવાળા અંગ્રેજોએ પણ મદ્રાસથી લશ્કર આવે ત્યાં સુધી વખત વિતાવવા તથા નવાબના મનમાં સંદેહ ન ઉત્પન્ન થાય તે માટે કલકત્તામાં ફરી પેસવા દેવા બાબત તેની સાથે આજીજીભર્યો પત્રવ્યવહાર શરૂ કર્યો.

બીજી બાજુ કલકત્તાથી સંદેશો આવતાંજ મદ્રાસથી વોટ્સનને નૌકાસૈન્ય સાથે અને કલાઈવને સામાન્ય લશ્કર સાથે વહાણોમાં વિદાય કરવામાં આવ્યા હતા. તેમની પાસે ૮૦૦ યુરોપિયનો અને ૧૭૦૦ દેશીઓ હતા.

આણીબાજુ, સિરાજને કુશળતાથી પોતાના શત્રુઓ દૂર કરતો તથા રાજ્યપદ ઉપર દૃઢ રીતે જામતો જોઈ રાજવલ્લભ,

જગતશેઠ વગેરે ગભરાવા લાગ્યા હતા. અત્યાર સુધી બહારના શત્રુઓ સાથે રોકાયલો હોવાથી સિરાજ વધુ કાંઈ કરી શકતો ન હતો. પરંતુ એક વાર સારી રીતે સ્થિર થયા બાદ સિરાજ તેમને જંપવા દે એમ હતું નહિ. એટલે તેઓ પોતાના હાથમાં રમકડાની પેઠે રમ્યા કરે એવો નવાબ સિરાજની જગાએ લાવવા પ્રયત્ન કરતા હતા. છેવટે શૌકતજંગે દિલ્હીના બાદશાહના શાહદાજાની મદદથી સિરાજને હરાવી શાહજાદાને નામે બંગાળા બિહાર અને ઓરિસાનો વહીવટ કરવો એમ નક્કી કરવામાં આવ્યું. અને એ મુજબ શાહજાદો લશ્કર લઈ પૂર્ણિયા તરફ આવવા લાગ્યો. શૌકતજંગે હવે ખુલ્લે ખુલ્લું સિરાજને લખી મોકલ્યું કે દિલ્હીના બાદશાહની સનંદ વડે હવે હું નવાબ બન્યો છું... તને જાનથી મારી નાખવાની મારી ઇચ્છા નથી .. માટે જીવતા રહેવું હોય તો... તરત રાજધાની છોડી નાસીજા......"

સિરાજે આ પત્ર દરબારમાં વાંચી સંભળાવ્યો. તેના દગાબાજ મંત્રીઓ શાહજાદો આવી પહોંચે ત્યાં સુધી સિરાજ શૌકતજંગ એકલા ઉપર હુમલો ન લઈ જાય માટે તેને આડું અવળું સમજાવવા લાગ્યા. બધામાં બોલનાર જગતશેઠ મુખ્ય હતો. સિરાજ પોતાના મંત્રીઓની આ સલાહ સમજી શકયો નહિ. થોડો વિચાર કરતાં તે બધું કારસ્તાન સમજી ગયો. તેણે તરત જગતશેઠને પકડવાનો હુકમ આપ્યો. પણ તે જાણતો હતો તે કરતાં પાણી ઊંડાં હતાં. મીરજાફરે ઉઘાડેછોક પ્રતિજ્ઞા લીધી કે જગતશેઠને છોડવામાં નહિ આવે ત્યાં સુધી હું હાથમાં તલવાર પકડીશ નહિ. આમ ચારે બાજુ વ્યાપી રહેલા

વિદ્રોહને જોઈને સિરાજ મૂંઝવાઈ ગયો. તેણે જગતશેઠને છોડવાનો હુકમ આપ્યો પરંતુ પૂર્ણિયા તરફ પોતાનું સૈન્ય પ્રબળવેગથી દોડાવી મૂક્યું. થોડા દિવસમાં શૌકતજંગ રણસંગ્રામમાંજ કોઈ સૈનિકની ગોળીથી મરાયો અને આ રીતે સિરાજે ફરીવાર પૂર્ણિયાનો બળવો સમાવ્યો. કહેવાની જરૂર નથી કે મોગલ બાદશાહે ગભરાઈ જઈને સિરાજને ફરમાન વડે બંગાળા બિહાર અને ઓરિસાનો નવાબ ઠરાવ્યો.

પરંતુ હવે રાજવલ્લભ, જગતશેઠ, મીરજાફર વગેરેની સ્થિતિ વધુને વધુ ખરાબ થવા લાગી. સિરાજ તેમને બરાબર ઓળખી ગયો હતો. તેમનાથી ખુલ્લો બળવો જગાવાય તેમ હતું નહિ તેમજ શાંત બેસી રહેવાય તેમ પણ હતું નહિ. કાવતરાંબાજ અંગ્રેજો ફલ્ટામાં રહ્યા રહ્યા તેમની સાથે પત્રવ્યવહાર ચાલુ રાખી તેમને વધુ ને વધુ બંડખોર બનાવ્યા કરતા હતા. અંગ્રેજો ફરી લશ્કર લઈ કલકત્તા આવ્યા છે તે જાણી તેમના પગમાં વધુ જોર આવ્યું. અમીચંદ મારફતે તેમનો બધો પત્રવ્યવહાર ચાલતો. અંગ્રેજોનો કલકત્તાનો માર્ગ સીધો કરવા અમીચંદ વગેરે, સિરાજે કલકત્તામાં સૂબા તરીકે મૂકેલા માણેકચંદને ફોડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. માણેકચંદે પણ અંગ્રેજોને પોતાના ધન્યવાદ તેમજ પોતા તરફથી બધી જાતની મદદની સંપૂર્ણ ખાતરી લખી જણાવ્યાં, તેમજ...બજાર ઉઘાડી તેમને બધી જાતનો સરમામાન પૂરો પાડવાનો હુકમ કાઢયો [1]

સિરાજ આ બધી ખટપટ જાણતો નહતો. અંગ્રેજોએ

(૧) લોંગ—રેકોર્ડ્ઝ

લશ્કર આવતાંજ બજબજના કિલ્લા ઉપર ઓચિંતો હુમલો કર્યો. માણેકચંદ ફૂટેલો તો હતોજ. તેણે થોડો ઘણો લડવાનો દેખાવ કરી તરતજ તે મજબૂત કિલ્લો અંગ્રેજોના હાથમાં સોંપી દીધો અને કલકત્તા આગળ લડવા લશ્કર ભેગું કરવાનો કે ગોઠવવાનો પ્રયત્ન કર્યા વિનાજ બધું ખાલી કરી તરતજ મુર્શિદાબાદ ચાલતો થયો, તથા પોતાની બદમાસી વિષે સિરાજને વહેમ ન આવે તે માટે તેને, અંગ્રેજો કેટલું મોટું લશ્કર લઇને આવ્યા છે તેની વાતો સંભળાવવા લાગ્યો.

કલકત્તા આમ વગર લડાઇએ અંગ્રેજોના હાથમાં આવ્યું. ઓર્મ લખે છેઃ—

"અંગ્રેજોએ કિલ્લામાં આવીને જોયું તો જણાયું કે કંપનીનો ઘણોખરો સામાન જે સ્થિતિમાં હતો તેજ સ્થિતિમાં કાયમ હતો."

પણ હવે અંગ્રેજોને સિરાજનાજ ફૂટેલા માણસોની મદદ હતી, એટલે તેમની બહાદુરીનો પાર રહ્યો નહિ! પાસેજ હુગલીનું સમૃદ્ધ બંદર માણેકચંદના નાસી જવાથી અરાક્ષત પડયું હતું. અંગ્રેજો મૂળથીજ ચાંચિયા અને લૂંટારુ તો હતાજ. તરતજ તેમણે હુગલી ઉપર હલ્લો કર્યો અને ત્યાંના રહેવાસીઓની ઠંડા લોહીથી કતલ ચલાવી. એક અંગ્રેજ લેખકે લખ્યું છેઃ– "૧૧મી જાન્યુઆરીનો દિવસ લશ્કરે કિલ્લા પાસેનાં ઘરો લૂંટવામાં કાઢયો. તે દિવસથી માંડીને ૧૮ મી સુધી આપણા લશ્કરે દેશીઓનાં ઘર લૂંટવાનું કામ કર્યા કર્યું."

આ બધા સમાચાર સિરાજને મળતાં જ તેણે વૉટ્સનને કાગળ લખ્યોઃ–

" તમે હુગલી ઉપર હલ્લો કરી તેને લૂંટયું છે તથા મારી પ્રજાને સારી પેઠે રંજાડી છે. આ બધાં કામ શાંત વેપારીઓનાં કહેવાય નહિ. એટલે હવે હું મુર્શિદાબાદથી લશ્કર સાથે નીકળી ચૂકયો છું અને હુગલી તરફ આવું છું... તમારે જો કંપનીનો વેપાર પહેલાંની માફક સ્થાપિત કરવાની ગરજ હોય તો...તાબડતોબ એક માણસને મારી સાથે વાટાઘાટ કરવા મોકલી આપો......તમે જો વેપારીઓ તરીકે રહેવા તથા વર્તવા બંધાશો...તો હું તમને દરેક રીતે સંતોષ આપવાનો પ્રયત્ન કરીશ.

"તમે ખ્રિસ્તી છો અને ટંટો ચાલુ રાખવા કરતાં સમાધાની કરવી એ કેટલું પસંદ કરવા જેવું છે તે સમજો છો, પણ તમારે જો લડાઈજ કરવી હોય તો પછી મારો દોષ ન કાઢતા."

એટલામાં ફ્રેંચો સાથે લડાઈ શરૂ થવાના યુરોપથી સમાચાર આવ્યા. કલાઈવ સ્વાભાવથીજ બાયલો તો હતોજ, તેણે જોયું કે ચંદ્રનગરવાળા ફ્રેંચો પણ નવાબ સાથે જો સામેલ થાય તો તેના ભૂકાજ નીકળી જાય. એટલે કલકત્તાની કાઉંસીલે તરતજ નવાબ સાથે સંધિ કરવાનો ઠરાવ કર્યો અને ઓર્મ લખે છે તેમ કલાઈવે નવાબના ફૂટેલા લોકોને પણ નવાબને હરકોઈ રીતે શાંત કરવા આજીજી ભરેલો પત્ર લખ્યો.

પરંતુ આ વખતે ચંદ્રનગરવાળા ફ્રેંચો કમઅક્કલ થી ભારે ભૂલ કરી બેઠા. એ ભૂલને કારણેજ તેમને પાછળથી બંગાળા છોડવું પડયું.

અંગ્રેજ ઇતિહાસકાર ઓર્મ લખે છેઃ—

"ફ્રેંચોને જો પોતાનો સ્વાર્થ જોતાં આવડતું હોત તો તેઓ જરાપણ વિલંબ કર્યા વિના નવાબ સાથે આ વખતે ભળી ગયા હોત...પરંતુ તેમણે તો અંગ્રેજોને લખી જણાવ્યું કે યુરોપમાં લડાઈ ચાલતી હોવા છતાં હિંદુસ્તાનમાં તેઓ અંગ્રેજો સાથે સુલેહ રાખવા તૈયાર છે."

આવા સમાચાર આવતાં કલાઈવના પગમાં પાછું જોર આવ્યું. નવાબ ૪થી ફેબ્રુઆરીને દિવસે (૧૭૫૭) કલકત્તા આવી પહોંચ્યો. કલાઇવે તેને દગો દેવાના ઇરાદાથી પોતાના બે પ્રતિનિધિઓને નવાબ પાસે સુલેહ કરવાનું બહાનું કાઢી મોકલ્યા.

જીન લૉએ લખ્યું છેઃ—

"સિરાજને પૂરેપૂરો છેતરવાના ઇરાદાથી તેમજ તેની છાવણીની રચના જોઈ લાવવા...અંગ્રેજોએ પોતાના બે એલચીઓને નવાબ પાસે મોકલ્યા.

"આ બંને જણાએ નવાબની છાવણીમાં આવી બધી તપાસ કરી લીધી અને સુલેહની વાતો કરી નવાબને ભુલાવામાં નાખ્યો. રાત્રી પડતાંજ તે બદમાસો છાવણી છોડી નાસી ગયા અને જઇને કલાઇવને બધી વાત જણાવી. તેઓનો ઇરાદો સિરાજનીજ કતલ કરી નાખવાનો હતો. તેઓએ રાતોરાત સિરાજની છાવણી ઉપર હલ્લો કર્યો, અને પેલાઓએ નવાબને જે તંબુમાં જોયેલો ત્યાં અંગ્રેજો ધસી ગયા. પણ સદ્‌ભાગ્યે તે ત્યાં ન હતો. સિરાજે બિલકુલ ન ગભરાતાં પોતાનું લશ્કર વ્યવસ્થિત કરી તરતજ સામો હુમલો

કર્યો અને રેનોલ્ટ લખે છે તેમ "અંગ્રેજો ૨૦૦ માણસોનો ભોગ આપી મહામુસીબતે કિલ્લાની તોપો પાસે પાછા જઈ શક્યા."

પણ આ વખતે સિરાજને પોતાના મંત્રીઓમાં કેટલે સુધી રાજદ્રોહ પેઠો હતો તેની ખબર પડી ગઈ.

મી. સ્ક્રેફ્ટને લખ્યું છેઃ–

"કૂચ વખતે સિરાજને માલમ પડયું કે કેટલાક સિપાઈઓ તેમજ કેટલાક અમલદારો પણ તેની સાથે આવવા તૈયાર નહતા...ખાસ કરીને મીરજાફર. તેની વર્તણૂક તે વખતે સિરાજને ભેદી માલમ પડી."

રેનોલ્ટે લખ્યું છેઃ–

"નવાબના લગભગ બધાજ પ્રધાનો અંગ્રેજોના મળતિયા હતા. તેમણે આ બનાવનો ઉપયોગ નવાબને અંગ્રેજો સાથે સલાહ કરી દેવાનું કબૂલ કરાવવામાં કર્યો. પોતાના સેનાપતિઓમાં આ પ્રમાણે બળવાનાં અને બેવફાઈનાં ચિહ્ન જોઈને સિરાજને...પોતાની મરજી વિરુદ્ધ તેમ કરવું પડયું અને ઘણી સખત શરતો પણ કબૂલ રાખવી પડી. આ સંધિને અલિનગરની સંધિ કહેવામાં આવે છે."

અંગ્રેજોને તો સુલેહ કરવીજ નહતી. સિરાજ જેવો ચાલાક નવાબ તેમની ઉપર હંમેશાં આંખ ફેરવતો રહે એ વાત તેમને પરવડે તેવી ન હતી. પરંતુ હાલ તુરત બધી ખટપટ પૂરી થયા પહેલાં તેની સાથે તદ્દન અથડાઈ પડવાની પણ તેમની દાનત નહતી. જયાં સુધી ફ્રેંચો બંગાળામાં ચંદ્રનગર જેવું મજબૂત

થાણું નાખીને પાસેજ પડેલા હોય ત્યાં સુધી અંગ્રેજોથી બંગાળામાં નિર્વિઘ્ને પોતાની યોજનાઓ અમલમાં ન મૂકી શકાય. એટલે હવે નવાબને એક રીતે શાંત પાડી અંગ્રેજોએ પ્રથમ ફ્રેંચોને નિર્મૂળ કરવાનો નિશ્ચય કર્યો.

અત્યાર સુધી ફ્રેંચોએ અંગ્રેજોને કચરી નાખવાની ઘણી અમૂલ્ય તકો જવા દીધી હતી. તેમજ અંગ્રેજોની કફોડી દશામાં તેમને સાધનસામગ્રીની પણ પૂરતી મદદ કર્યા કરી હતી. પણ અંગ્રેજો તેમના જેવા મૂર્ખ ન હતા. તેમણે હવે પોતાની સાથે સુલેહ રાખવા ઇચ્છતા ફ્રેંચોનું નિકંદન કાઢવાનો નિશ્ચય કર્યો, અને તે કામ પૂરું થયા બાદ સિરાજને પણ ઠેકાણે કરી દેવાનું નક્કી કર્યું.

# પ્રકરણ ૭.

## " બાઈબલથી સુધરેલા ! "

સિરાજને અંગ્રેજોના આ ઇરાદાની ખબર પડતાંજ તેણે વોટ્સને કાગળ લખ્યો:–

" મારા દેશમાંથી બધા કજિયાનો અંત લાવવા માટે મેં તમારી સાથે સુલેહ કરી છે. તમે પણ તેમાં સહી કરી આ દેશમાં ફરીથી કજિયોટંટો ન કરવા પ્રતિજ્ઞાથી બંધાયા છો.

" અંગ્રેજોની માફક ફ્રેંચો પણ અમારા આશ્રિત વેપારીઓ છે,....તમે જો ફ્રેંચ કોઠીઓ ઉપર હલ્લો કરશો તો બાદશાહ તરીકેની મારી ફરજ બજાવવા મારે ન છૂટકે મારા લશ્કર સાથે તેમને મદદ કરવી પડશે.

" ફ્રેંચ એલચી પાસેથી મેં વળી સાંભળ્યું છે કે તમે ચાર પાંચ વધુ લડાયક વહાણો આણ્યાં છે અને બીજાં લાવવાની તૈયારીમાં છો. ઉપરાંતમાં મેં એમ પણ જાણ્યું છે કે વર્ષાઋતુ પૂરી થતાં તમે મારી સામે...પણ લડાઈ

શરૂ કરવાના છો. આ બધો શું વીરને ઉચિત વ્યવહાર છે? કોઈપણ આબરૂદાર માણસ પોતાનું આપેલું વચન તોડે નહિ. જો તમે આપણે કરેલી સંધિને અંતઃકરણપૂર્વક અનુસરવા માગતા હો તો તે લડાયક વહાણો પાછાં મોકલી દો. અને આપણી કબૂલાતને ચીવટથી વળગી રહો......

"થોડાજ દિવસ ઉપર ગંભીરતાપૂર્વક સુલેહ કર્યા બાદ લડાઈ શરૂ કરવી એ શું પ્રમાણિક તેમજ યોગ્ય છે? મરાઠાઓ કંઈ બાઈબલથી બંધાયા નથી, છતાં તેઓ પોતે કરેલી સંધિ બરાબર પાળે છે. પહેલાં તેઓ આ પ્રાંતમાં વારંવાર ચડી આવતા અને આખી પ્રજાને રંજાડતા. પરંતુ જ્યારથી તેઓ સાથે સુલેહ થઈ છે ત્યારથી તેઓએ કદી તેનું ઉલ્લંઘન કર્યું નથી. એટલે બાઈબલ જેવા ધર્મપુસ્તકથી સુધરેલા કહેવાતા છતાં તમારા જેવા, પરમેશ્વર અને ઈસુખ્રિસ્તને રૂબરૂમાં રાખી સુલેહ કર્યાબાદ તેને વળગી ન રહે અને તે અનુસાર ન વર્તે તો તે ખરેખર આશ્ચર્યજનક જ કહેવાય."

પરંતુ એટલામાં ખબર આવી કે અહમદશાહ અબદાલી દિલ્હી જીતીને બંગાળા તરફ વેગથી ચાલ્યો આવે છે. આ ખબર મળતાંજ સિરાજ ગૂંચવાઈ ગયો. હવે ફ્રેંચોને અંગ્રેજોના હાથમાંથી જાતે જઈને બચાવવાનું તેના હાથમાં રહ્યું નહિ. પણ તેણે હુગલીના સુબા નંદકુમારને અંગ્રેજોને અટકાવી ફ્રેંચોનું રક્ષણ કરવાનો હુકમ આપ્યો. ફ્રેંચો પણ પોતાના કિલ્લાનું બહાદુરીથી રક્ષણ કરવા તૈયાર ઊભા રહ્યા. નંદકુમાર પણ પોતાનું સૈન્ય તૈયાર રાખી અંગ્રેજોની હીલચાલ તપાસવા લાગ્યો. આ બધું જોઈ કલાઈવના પગ

ભાગી ગયા. તેનામાં હવે લશ્કર લઈને શત્રુ ઉપર ધસારો કરવાની હિંમત રહી નહિ. એટલે તેણે નંદકુમારને ફોડવાનો પ્રયત્ન શરૂ કર્યો. અંગ્રેજોનો વફાદાર કૂતરો અમીચંદ તો હાજર હતોજ. તે નંદકુમારને ફોડવાનો પ્રયત્ન કરવા ચાલતો થયો.

ક્લાઈવે પોતેજ લખ્યું છેઃ–

"ઈસ્ટ ઈંડિયા કંપનીના બધા નોકરોએ કલકત્તાવાળા ઉદાર દીલના લખપતિ શેઠ અમીચંદનો હંમેશ ઉપકાર માનવો જોઈએ. તેની મારફતેજ આપણે હુગલીના ફોજદાર નંદકુમારની મદદ અને સહકાર પ્રાપ્ત કરી શકયા...નંદકુમારનું લશ્કર જો પાછું ખેંચી લેવામાં આવ્યું ન હોત તો ચંદ્રનગર ઉપર જીત મેળવવાનું બિલકુલ અશકય થઈ પડત."

પરિણામે અંગ્રેજો આવી પહોંચતાંજ નંદકુમારે સિરાજનું તમામ લશ્કર ચંદ્રનગર આગળથી પાછું ખેંચી લીધું.

આમ છતાં પણ અંગ્રેજ લડાયક વહાણો ગંગા નદીમાં આગળ વધી શકે તેમ તેમ ન હતું. ફ્રેંચોએ છૂપી રીતે નદીમાં કેટલાંક વહાણો ડુબાવી રાખ્યાં હતાં. કેવળ પોતાનાં વહાણોની આવજા માટે એક બહુજ સાંકડો રસ્તો રાખેલો હતો. પણ તેની માહિતી ફ્રેંચો સિવાય કોઈને ન હતી. પરંતુ દુર્ભાગ્યે ટેરાનુ નામનો એક ફ્રેંચ સિપાઈ ફૂટ્યો અનો અંગ્રેજ વહાણો નદીમાં થઈને આગળ વધ્યાં.

અંગ્રેજો તરફથી ટેરાનુને મોટી રકમ ઇનામ દાખલ મળી. તેમાંની થોડીક તેણે પોતાના વૃદ્ધ અને અપંગ બાપને ફ્રાન્સ મોકલી આપી. પણ તેને પોતાના પુત્રના દેશદ્રોહની વાત

માલમ પડી ગઈ હતી. તેથી તેણે તેને મોં કાળું કરવાનું જણાવી તે રકમ પાછી મોકલાવી દીધી. આ રીતે પોતાની નામોશી બહાર ફેલાતાં ટેરાનુએ ઘરને દરવાજે ફાંસો ખાઈ આપઘાત કર્યો. આમ ઉપરાઉપરી બે દગાબાજીને કારણે ફ્રેંચ કિલ્લો અંગ્રેજોના હાથમાં આવ્યો. કહેવાની જરૂર નથી કે અંગ્રેજોએ તરતજ તે આખું શહેર લૂંટયું તથા ઉજ્જડ કરી નાખ્યું અને ટેરન્ટ્સ લખે છે તેમ કંગાળ વિધવાઓનાં થોડાંક ઘર માત્ર ઊભાં રહ્યાં.

આ રીતે ફ્રેંચોની અત્યારસુધીની ભલમનસાઈનો બદલો અંગ્રેજોએ તેમની એકેએક વસ્તુ ખેદાનમેદાન કરીને આપ્યો. જીન લૉ થોડા બચેલા ફ્રેંચ સિપાઈઓને લઈને મહામુસીબતે છટકીને મુર્શિદાબાદ પહોંચ્યો.

# પ્રકરણ ૮

## "આ આપણો છેલ્લો મેળાપ છે"

સિરાજ ફ્રેંચોની દુર્દશા જોઈ ઘણોજ ગુસ્સે થયો. તેણે જીન લૉ વગેરેને પુષ્કળ સાધનસામગ્રી આપીને આશરો આપ્યો. પરંતુ અબદાલીના હુમલાનો ભય વધતો જતો હોવાથી હાલ તુરત તે કાંઈજ પગલાં ભરી શક્યો નહિ. અંગ્રેજોએ આ તકનો લાભ લઈ નવાબને બધા નાસી છૂટેલા ફ્રેંચોને સોંપી દેવાની માગણી કરી. નવાબના ફૂટેલા મંત્રીઓ પણ નવાબને આવે કટોકટીને સમયે ફરી અંગ્રેજો સાથે લડાઈ ઊભી ન થાય તે માટે તેને તેમ કરવાનું કહેવા લાગ્યા. સિરાજ તેમના મનની ખરી વાત સમજતો હતો. પરંતુ દિલ્હીનું મોગલ સિંહાસન ઘડીપળમાં ઉખેડી નાખનાર અબદાલી સામે તેને ટકી રહેવું હોય તો આ વખતે તેણે પોતાનું સમગ્રબળ એક જ ઠેકાણે એકઠું કરવું જોઈએ. જોકે ફ્રેંચો બંગાળામાંથી નાબૂદ થાય તો અંગ્રેજોનું જોર કેટલું બધું વધી જાય તે વાત પણ

તે જાણતો હતો. તેથી છેવટે તેણે બીજો રસ્તો કાઢયો અને શરણે આવેલા ફ્રેંચોને પટણા જઇને રહેવાનું કહ્યું. તેણે જીન લૉને પૈસા, હથિયાર અને દારૂગોળો વગેરે સાધન સામગ્રી બહોળા પ્રમાણમાં પૂરાં પાડયાં. પણ જીન લૉએ જણાવ્યું:–

"મારા નામદાર નવાબ, તમારા બધા મંત્રીઓ અને સેનાપતિઓ ફૂટેલા છે.... તે બધા અંગ્રેજો સાથે....તમને સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકવાનું કાવતરું રચી રહ્યા છે. ફ્રેંચો તમારી પાસેથી દૂર થતાંજ તે ધૂંધવાઈ રહેલો અગ્નિ તરતજ સળગી નીકળશે અને તમને બાળી મૂકશે..." સિરાજ આ વાત સારી પેઠે સમજતોજ હતો. પરંતુ એક સામટા બે દુશ્મનો સાંથે તરવાર ખેંચવાનો નિશ્ચય તે કરી શકયો નહિ. તેથી તેણે જીન લૉને હાલ તુરત પટણા તરફ જવાનુંજ જણાવ્યું અને જ્યારે જરૂર પડે ત્યારે તેને ફરી પાછા બોલાવવાની ખાત્રી આપી. પણ જીન લૉ ભવિષ્યવાણી ભાખતો હોય તેમ બોલી ઊઠયો. "આ આપણો છેલ્લો મેળાપ છે, આપણે ફરી મળી શકવાના નથી. એ વાત બનવી મને અશકય લાગે છે."

હવે અંગ્રેજોએ પોતાનો મુખ્ય ઇરાદો પાર પાડવા ધમધોકાર તૈયારીઓ કરવા માંડી. ફ્રેંચો ગયા એટલે તેમનું કામ સહેલું થઈ ગયું. તે આખું કાવતરું અમીચંદ મારફતે ચાલતું હતું. તે કાવતરામાં માણેકચંદ, રાજવલ્લભ, જગતશેઠ, દુર્લભરામ વગેરે ભળ્યા હતા. તે બધાઓએ સિરાજની જગાએ મીરજાફરને નવાબ બનાવવાનું ઠરાવ્યું હતું. મીરજાફર અલીવર્દીની બહેન

સાથે પરણ્યો હતો તથા તેના વખતમાં તે મુખ્ય સેનાપતિના હોદ્દા ઉપર હતો.

તે પહેલેથીજ દગાબાજ અને વિશ્વાસઘાતી હતો. અલીવર્દીએ તેને મરાઠાઓ સામે લશ્કર લઈને મોકલ્યો હતો ત્યારે રસ્તામાં તે રંડીઓના વિલાસમાં પડી ગયો અને જ્યારે અલીવર્દીએ એક બીજા સેનાપતિને મોકલ્યો ત્યારે તેની સાથે મળી જઈ અલીવર્દીનુંજ કાટલું કાઢી પટણાના નવાબ બનવા તેણે બળવો જગાવ્યો હતો. છતાં અલીવર્દીની ભલમનસાઈથી તે, લશ્કરનો પગાર ચૂકવનારના હોદ્દા ઉપર કાયમ રહ્યો હતો. તે હોદ્દો દરબારમાં ઊંચામાં ઊંચો ગણાતો. સિરાજના વખતમાં તે સેનાપતિના પદ ઉપર હતો.

તે સમયના રિવાજ પ્રમાણે દરેક સેનાપતિ પોતાના તાબાના લશ્કરનું ખર્ચ પોતે આપતો. તે સૈન્ય નવાબનુંજ ગણાતું પણ તેનો પગાર નવાબના ખજાનામાંથી પરભારો મળવાને બદલે દરેક સેનાપતિને તે બદલ જાગીરો નક્કી કરી આપવામાં આવતી હતી. મીરજાફરના તાબામાં લશ્કરનો મુખ્યભાગ હતો. હવે તેણે તેની સંખ્યામાં ઝપાટાબંધ વધારો કરવા માંડ્યો.

અંગ્રેજોએ મીરજાફર સાથે નીચેની શરતો નક્કી કરી હતી. અલબત્ત તે શરતોમાં નગદ નાણાંની વાત મુખ્ય હતી. કલકત્તાના હુમલા વખતે કંપનીને થયેલા નુકસાન બદલ એક કરોડ રૂપિયા મીરજાફરે કંપનીને આપવા એમ ઠરાવવામાં આવ્યું હતું. અંગ્રેજ રહેવાસીઓને થયેલા નુકસાન બદલ ૫૦૦૦,૦૦૦, દેશીઓને થયેલા નુકસાન બદલ ૨૦૦૦,૦૦૦

અને આર્મિનિયનોને થયેલા નુકસાન બદલ ૭૦૦,૦૦૦ રૂપિયા આપવાનું નક્કી થયું હતું. ઉપરાંત નૌકાસૈન્યને ૨૫૦૦,૦૦૦ અને ખુશ્કી લશ્કરને પણ ૨૫૦૦,૦૦૦ રૂપિયા આપવાનું નકકી કર્યું હતું. આ કાવતરું રચનાર કલકત્તાના કાઉંસીલરોની પાનસોપારી નીચે મુજબ હતીઃ—

| | |
|---|---|
| ગવર્નર ડ્રેકને | ૨૮૦,૦૦૦ |
| કલાઈવને | ૨૮૦,૦૦૦ |
| બીચરને | ૨૪૦,૦૦૦ |
| વોટ્સનને | ૨૪૦,૦૦૦ |
| કીલપેટ્રિકને | ૨૪૦,૦૦૦ |

એ સિવાય બંગાળા બિહાર અને ઓરિસામાં આવેલી બધી ફ્રેંચ કોઠીઓ અંગ્રેજોના હાથમાં સોંપી દેવાની, તેમને ફરી બંગાળામાં દાખલ ન થવા દેવાની, તથા કલકત્તાની આજુબાજુ મરાઠાખાઈથી બહાર ૧૦૦વાર જેટલો પ્રદેશ તેમજ તેની દક્ષિણે ઠેઠ કલ્પી સુધીના ભાગની જમીનદારી કંપનીને આપી દેવાની શરતો પણ કરવામાં આવી હતી.

અમીચંદે આ બધી રકમો જોઈ પોતાને માટે પણ મોટી રકમની માગણી કરી. અને તે વાજબી પણ હતી. કારણકે નવાબની આંખ નીચે રહી મીરજાફરથી અંગ્રેજો સાથે સીધી મસલત કરી શકાય તેમ હતુંજ નહિ. બધું કામ અમીચંદ મારફતેજ ચાલતું હતું. વળી દરબારમાં મોટા મોટા લોકોને આ કાવતરામાં સામેલ કરવામાં પણ અમીચંદની અક્કલેજ મોટો ભાગ ભજવ્યો હતો. અત્યાર સુધી તે અંગ્રેજોનું દરેક પ્રકારનું કામ આગળ ધપાવવામાં મદદગાર થયો હતો.

ખરે પ્રસંગે અંગ્રેજોએ તેની અને તેના ઘરની કરેલી પાયમાલી તેને યાદ હોવા છતાં તેણે તેમને પોતાનાથી બનતી બધી મદદ કરી હતી. પરંતુ બસુ મહાશય લખે છે તેમઃ–

"આ કૃતઘ્નીઓ અમીચંદનો પોતાના હથિયાર તરીકે અત્યાર સુધી ઉપયોગ કરતા આવ્યા હતા છતાં તેની આ છેલ્લી માગણી કબૂલ કરવાનું તેમને ગમ્યું નહિ. તેમણે તેને છેતરવાનો નિશ્ચય કર્યો. અલબત્ત અમીચંદ પોતાની જાતને, પોતાના રાજાને અને પોતાના દેશબંધુઓને બેવફા નીવડયો હતો, પણ આ ખ્રિસ્તીઓને તો છેવટ સુધી સંપૂર્ણ રીતે વફાદાર રહ્યો હતો. ડાકુઓમાં પણ એક જાતની પ્રમાણિકતા હોય છે, પણ કલાઈવ વૉટ્સનની ટોળકીના આ પરદેશી ડાકુઓમાં તો બધી જ રીતની પ્રમાણિકતા કે સ્વમાનનો અભાવ હતો...તેમણે અમીચંદને હલકામાં હલકી રીતે છેતરવાનું નક્કી કર્યું. આખી મનુષ્યજાતિના ઇતિહાસમાં તેટલી નીચતાનું એક પણ ઉદાહરણ મળી શકે તેમ નથી."

કલાઈવે વોટ્સનને લખી જણાવ્યું:–

"અમીચંદને સારી પેઠે ઊંચો ચડાવ્યા કરવો. તેને કહેવું કે તેણે કંપનીનું હિત વધારવા માટે કરેલા પ્રયત્નોથી આપણે બધા તેના ખૂબ આભારી છીએ. અને તેનું નામ ઇંગ્લેંડમાં હિંદુસ્તાન કરતાં પણ વધારે પ્રખ્યાત થશે."

આ યોજના મુજબ કલાઈવ અને તેના ખ્રિસ્તી મળતિયાઓએ બે સંધિપત્રો તૈયાર કરવાનું નક્કી કર્યું. એકમાં અમીચંદે માગેલી બધી રકમો લખેલી હતી. અને બીજામાં

તેનું નામજ મુદ્દલ દાખલ કરવામાં આવ્યું ન હતું. દગલબાજોનો સરદાર વૅાટ્સન પણ આ હડહડતી નીચતા જોઈને કંપી ઊઠયો અને તેણે પોતે આ જૂઠાણા ઉપર પોતાની સહી કરવા ના પાડી. એટલે ક્લાઈવે તેના ઉપર વૅાટ્સનની બનાવટી સહી તૈયાર કરાવી.

ઇંગ્લેંડના કાયદા પ્રમાણે બનાવટી સહી કરનારને મોતની શિક્ષા કરવામાં આવે છે. પરંતુ ક્લાઈવને આ કામ કરવા બદલ તેના ઈંગ્લેંડના જાતભાઈઓએ ઉમરાવ બનાવ્યો.

# પ્રકરણ ૯

## પ્લાસીનું યુદ્ધ

મુર્શિદાબાદમાં રહી આ બધું કાવતરું ચલાવ્યા કરવાનું કામ વૉટ્સને માથે હતું. સિરાજે કાસિમબજાર લેતી વખતે તેને કેટલી ભલમનસાઈથી છોડી મૂકયો હતો તે વાત આગળ આવી ગઈ છે. પરંતુ તેણેજ મુર્શિદાબાદમાં રહીને બધા આગેવાનોને કે પ્રતિષ્ઠિત દરબારીઓને ફોડવાનું કામ કર્યા કર્યું હતું. હવે માત્ર સંધિપત્ર ઉપર મીરજાફરની સહી કરાવી લેવાનું બાકી રહ્યું હતું. તે ખુલ્લી રીતે મીરજાફરને ઘેર જાઆવ કરે તો સિરાજને વહેમ જાય એ કારણથી તે ખોજાપીરૂની સાથે તેના જનાનખાનાની બાંબી તરીકે બંધ પાલખીમાં બેસીને ગયો અને ત્યાં મીરજાફરની સહી કરાવી.

મીરજાફરની સહીવાળું સંધિપત્ર લઈને તેનો વિશ્વાસુ જમાદાર ઉમરબેગ ૧૦મી જુનને રોજ કલકત્તા આવ્યો. હવે વખત ગુમાવવાનો અવસર રહ્યો નહિ એટલે અંગ્રેજ સૈન્યે તરત કૂચ શરૂ કરી. વૉટ્સ તેના સાથીઓને લઈ

બહાનું કાઢી રાતોરાત જીવ લઈને મુર્શિદાબાદમાંથી નાઠો. અંગ્રેજોનું લશ્કર કટવાના કિલ્લા આગળ આવી પહોંચ્યું. પહેલાંની ગોઠવણ મુજબ ત્યાંના ફૂટેલા કિલ્લેદારે વગર લડાઈએ દસહજાર સિપાઈઓને એક વરસ સુધી ચાલે તેટલી સાધન-સામગ્રીથી ભરેલો તે મજબૂત કિલ્લો અંગ્રેજોના હાથમાં સોંપી દીધો.

આ બધા વિદ્રોહની ખબર મળતાં સિરાજ જાતે મીર-જાફરને ઘેર ગયો. મીરજાફર શરમથી નીચું મોં કરી સિરાજને મળ્યો. સિરાજે તેને ખુલ્લા દીલથી માફી આપી અને ઈશ્વર તથા પેગંબર તેમજ અલીવર્દીના વંશના નામથી અંગ્રેજોથી છૂટા થવાનું તેને જણાવ્યું. મીરજાફરને સિરાજના સદ્‌ભાવ આગળ નમવું પડયું અને તેણે કુરાન માથા ઉપર મૂકી ઘૂંટણે નમીને કસમ ખાધા કે “ જીવતાં સુધી હું મુસલમાનનું સિંહાસન બચાવીશ અને ફિરંગીઓને મદદ નહિ કરું.”

સિરાજ પોતે હવે પહેલાંનો ઉચ્છૃંખળ જુવાનિયો રહ્યો ન હતો. મરતી વખતે અલીવર્દીએ તેની પાસે બધાં દુરાચણ છોડવાની પ્રતિજ્ઞા લેવરાવી હતી. તેના કટ્ટા શત્રુ અંગ્રેજો પણ લખી ગયા છે કે ત્યારબાદ સિરાજે દારૂનો પ્યાલો કદી હોઠે અડાડયો નથી. એટલે ઈશ્વરના પવિત્ર નામથી સિરાજના મનનો સંદેહ દૂર થઈ ગયો અને રાયદુર્લભ, યારલતિફ, મીરજાફર, મીરમદન, અને મોહનલાલ વગેરે પોતાના તમામ સેનાપતિઓ સાથે પોતાના સૈન્યને તેણે પ્લાસી તરફ દોડાવી મૂકયું. આ આખી ટોળીમાં માત્ર મીરમદન અને મોહનલાલ એ બેજ જણા ફૂટેલા નહતા.

આણીબાજુ મીરજાફરથી હવે અંગ્રેજો સાથે પત્રવ્યવહાર કરવાનું અશક્ય બની ગયું. ૧૬મી જુનના પત્રમાં તેણે સિરાજ આગળ પોતે લીધેલી પ્રતિજ્ઞાની વાત જણાવી હતી તથા પોતે તો હજુ પહેલાંની જેમજ મક્કમ છે તેવી ખાત્રી પણ આપી હતી. પરંતુ ત્યારબાદ તેનાથી કશો પત્રવ્યવહાર થઈ શક્યો ન હતો. એટલે કલાઈવ બહાદુરની હિંમત એક ક્ષણમાં તેમને છોડીને ચાલતી થઈ. તે પોતે નદી ઓળંગીને આગળ વધે, ચોમાસું નજીક આવ્યું હોવાથી પછી પાછળથી તે નદી ફરી ઓળંગાય તેમ રહે નહિ, અને તે વખતે મીરજાફર ફરી ગયો હોય તો તેના મુઠ્ઠીભર માણસોની શી વલે આવે તેનો ખ્યાલ કરીને તેના પગ ધ્રૂજવા લાગ્યા.

તરતજ તેણે પોતાના સેનાનાયકોની સભા બોલાવી અને નદી ઓળંગીને આગળ વધવું કે નહિ, તે બાબતમાં તે બધાની સલાહ પૂછી. નિયમ પ્રમાણે સભામાં હલકા માણસોનો મત પ્રથમ પૂછવો જોઈએ, જેથી તેઓ છૂટથી પોતાના દિલનો ખરો મત જણાવી શકે, નહિ તો વડા અમલદારનો મત જાણ્યા પછી તેની વિરુદ્ધ જવાની હિંમત તેઓ ન કરી શકે. પરંતુ કલાઈવને આગળ વધવાની એટલી બધી બીક લાગતી હતી કે તેનો પોતાનો મત જાણીને બીજા નાના અમલદારો પણ તે અનુસાર મત આપે એ ઇરાદાથી તેણે પહેલેથીજ જણાવી દીધું કે મારો મત આગળ નહિ વધવાનો છે.

પણ બધાથી ઊતરતા દરજ્જાના મેજર કૂટે જણાવ્યું કે આજને આજ જો આપણે આગળ નહિ

વધીએ તો જીન લૉ અને તેના ફ્રેંચો આવી પહોંચશે તથા પોતાના અનુભવથી નવાબના લશ્કરને દોરશે તો આપણા ભૂકાજ નીકળી જશે. બીજા છ જણાએ પણ કૂટના જેવોજ મત આપ્યો. પણ કલાઈવની યુક્તિ સફળ નીવડી અને તેના મત વધુ થવાથી આગળ વધવાનું માંડી વાળવામાં આવ્યું.

પરંતુ સ્કેફ્ટન લખે છે તે પ્રમાણે "૨૨મી જુને મીરજાફરનો બીજો પત્ર કલાઈવને મળ્યો એટલે મીરજાફર મક્કમ છે એવી કલાઈવને ખાત્રી થતાં તેણે લશ્કરને નદી ઊતરવાનો હુકમ આપી દીધો" આ પ્રમાણે ચોખ્ખા શબ્દોમાં કલાઈવના હજુરિયા સ્કેફ્ટનેજ લખ્યું છે. પરંતુ અંગ્રેજ લેખકો કલાઈવની બહાદુરી બતાવવા આખા પ્રસંગને જુદું રૂપ આપી એમ જણાવે છે કે એક કલાક એકાંતમાં પોતાના મન સાથે વાતચીત કર્યા બાદ તેનો વિચાર ફર્યો એટલે તેણે નદી ઊતરવાનો હુકમ આપ્યો હતો.

અંગ્રેજોએ પ્લાસી આગળ આંબાવાડિયામાં ઉતારો નાખ્યો. સિરાજનું લશ્કર આવી પહોંચતાં કલાઈવે ઉત્તર તરફના ખુલ્લા મેદાનમાં પોતાનો વ્યૂહ ગોઠવ્યો મીરમદને આઠ વાગતાને સુમારે તોપનો મારો શરૂ કર્યો અને અર્ધા કલાકમાંજ કલાઈવ ઊભી પૂંછડીએ નાઠો અને તેનું લશ્કર ફરી આંબા-વાડિયામાં ભરાઈ ગયું. તેણે પાસે ઊભેલા અમીચંદ ઉપર પોતાનો ઉકળાટ કાઢ્યો અને કહ્યું કે "તમારા ઉપર ભરોંસો રાખીને મેં મોટી ભૂલ કરી છે. તમે તો એમ કહેતા હતા કે નવાબની સેના લડાઈનું નાટક ભજવી શાંત થઈ જશે પણ આ લોકો તો ઊલટુંજ કરે છે."

અમીચંદે જવાબ આપ્યો કે એ કામ મીરમદન અને મોહનલાલવાળી ટુકડીઓનું છે. બીજા કોઈ સેનાપતિઓએ હથિયાર ઉપાડ્યાં નથી.

મીરમદન ધીમેધીમે આગળ વધતો જતો હતો. આ વખતે જો મીરજાફરવાળો વ્યૂહ આગળ વધ્યો હોત તો અંગ્રેજોમાંથી એક પણ માણસ બચવા પામ્યો ન હોત. પણ સિરાજના કમનસીબે મીરજાફર, યારલતિફ કે રાયદુર્લભ એ ત્રણમાંથી કોઈ જરાપણ ખસ્યા નહિ.

એટલામાં મીરમદન ઉપર એક ગોળો પડ્યો અને તેનો સાથળ તૂટી ગયો. તેને ઝોળીમાં ઘાલીને સિરાજ પાસે આણવામાં આવ્યો. તેનામાં વધૂ બોલવાના હોંસ રહ્યા ન હતા એટલે તે માત્ર એટલુંજ બોલી શકયો કે "આપણા સેનાપતિઓ લડવાને બદલે દિવાલની માફક શાંત ઊભા છે."

પોતાનો એકનો એક વિશ્વાસુ માણસ આમ નકામો થવાથી સિરાજ ગૂંચવાઈ ગયો. તેણે ફરી મીરજાફરને પોતાના તંબુમાં બોલાવ્યો અને તેને પગે મૂગટ મૂકી અલીવર્દીની ખાતર જીવ દઈ ને લડવા વિનંતિ કરી. તેણે જવાબ આપ્યો કે અત્યારે રાત પડી ગઈ છે પણ આવતી કાલે જરૂર હું લડાઈ કરીશ. અત્યારે આપણું બધું લશ્કર પાછું બોલાવી લો.

આણી બાજુ વીર મોહનલાલ છેક આંબાવાડિયા સુધી ધસી ગયો હતો અને તેને થોડીજ મદદ મળી હોત તો યુદ્ધનો અંતજ લાવી શકયો હોત. પણ મીરજાફરે તેને પાછા ફરવાનો હુકમ કરાવ્યો. મોહનલાલે કહેવરાવ્યું કે "બે ઘડીમાં

તો યુદ્ધ પૂરું જ થશે, અત્યારે શું પાછા ફરવાનો વખત છે ?" પણ મોહનલાલ કેવો કેર વરતાવી રહ્યો હતો તે મીરજાફર જોઈ ગયો હતો, એટલે તેણે મોહનલાલને ઉપરાઉપરી પાછા ફરવાના હુકમો મોકલ્યા કર્યા. મોહનલાલ છેવટે તો એક નાનો અમલદાર હતો એટલે વિજેતાની સ્થિતિમાંથી વિના કારણે પાછા ફરતાં થવાનો સંહાર માથે વહોરીને પણ તેને પાછા હઠવું પડયું.

મોહનલાલવાળી ટુકડીને પાછી હઠતી જોઈ કીલપેટ્રિક તેની પાછળ પડયો. પણ ક્લાઈવની હિંમત એટલી હારી ગઈ હતી કે અંગ્રેજલશ્કર આંબાવાડિયામાંથી બહાર નીકળી મેદાન તરફ ધસવા લાગ્યું છે એ જોઈ તેના ગભરાટનો પાર રહ્યો નહિ, અને પોતાનાહુકમ વિના અંગ્રેજ લશ્કરને બહાર લઈ જવા બદલ કીલપેટ્રિકને તેણે કેદ પકડયો.

પણ જ્યારે તેણે જોયું કે મોહનલાલનું લશ્કર વિના કારણ પાછુંજ ભાગતું જાય છે ત્યારે તેણે પોતે તેની પાછળ મારો ચલાવવાનો હુકમ આપ્યો. એટલે મોહનલાલ ફરી ઊભો રહ્યો અને શત્રુની સામો થયો. પણ અત્યારે તે પહેલાંના જેવી સુરક્ષિત સ્થિતિમાં ન હતો.

સિરાજે પણ જોયું કે આખા લશ્કરમાંથી માત્ર મુઠ્ઠીભર લોકો જ ત્યાં લડી રહ્યા છે, અને બાકીના, શત્રુ પાસે આવ્યો હોવા છતાં પેલા માણસોને મદદ કરવાને બદલે શાંત ઊભા રહ્યા છે. એટલે તેને દગાની સંપૂર્ણ ખાત્રી થઈ ગઈ, અને દગાબાજ રાય-દુર્લભની સલાહથી મેદાન છોડીને તે મુર્શિદાબાદ ભણી થોડા માણસ સાથે નાઠો. સિરાજને દૂર થયેલો જોઈ દગાબાજ

મીરજાફર ખુલ્લી રીતે અંગ્રેજોનાં માણસો સાથે મળી ગયો અને અંગ્રેજ સેના મોહનલાલવાળા માણસોનો ખુર્દો કાઢી નવાબના તંબુ પાસે આવી પહોંચી.

પ્લાસીનું યુદ્ધ આ પ્રમાણે પૂરૂં થયું.

અક્ષયકુમાર લખે છેઃ-

"તેને ખરી લડાઈ કહી શકાયજ નહિ. સિરાજનું લશ્કર જે રીતે ગોઠવાયું હતું તે પ્રમાણે માત્ર ઊભુંજ રહ્યું હોત તો પણ તેને હરાવવું મુશ્કેલ થઈ પડત."

કર્નલ મૅલેસન પણ કહે છેઃ-

"જ્યારે રાજદ્રોહે પોતાનું કામ બધી રીતે પૂરું કર્યું હતું—રાજદ્રોહે જ્યારે સિરાજને રણક્ષેત્ર ઉપરથી દૂર કર્યો, રાજદ્રોહે જ્યારે સિરાજના લશ્કરને પોતાના મજબૂત મથક આગળથી વિના કારણ પાછું ખસેડયું, અને કલાઈવને પોતાની ચામડી સાબૂત રહેશે તેની ખાત્રી થઈ ત્યારેજ તે આગળ વધી શકયો. પ્લાસીનું યુદ્ધ ભલે પરિણામની દૃષ્ટિએ અગત્યનું હોય પણ તેને એક મહાયુદ્ધ તો કહી નહિજ શકાય."

મુર્શિદાબાદ આવી સિરાજે માણસો ભેગા કરી રાજધાનીનું રક્ષણ કરવાનો ભગીરથ પ્રયત્ન આદર્યો અને પોતાનો ધનભંડાર છૂટે હાથે વેરવા માંડયો. પણ રાજદ્રોહ ચારેબાજુ ફેલાઈ ગયો હતો અને તેનો સસરો પોતેજ તેને મદદ આપવાને બદલે નાસી ગયો. તેનો દાખલો લઈ લશ્કરના માણસો પણ સિરાજે વેરવા માંડેલા પૈસા લઈ લઈને શત્રુનેજ આવી

મળવા લાગ્યા. આ બધું જોઈ સિરાજ પોતાના એક વિશ્વાસુ નોકરને સાથે લઈ ફકીરનો વેશ લઈને નાઠો. તેના ફૂટેલા નસીબમાં પણ સાથ દેવા તેની માનીતી લુત્ફુન્નિસા તેની સાથે સાથે જવા લાગી. મોહનલાલ પણ સિરાજ કયી તરફ નાઠો છે તેની ભાળ મેળવી તે બાજુ જલદી જવા લાગ્યો. પણ રસ્તામાંજ તે શત્રુના માણસોના હાથમાં સપડાઈ ગયો અને તેને કતલ કરવામાં આવ્યો.

આણીબાજુ અંગ્રેજો સાથે સિરાજે યુદ્ધ જાહેર કર્યું છે તેની ખબર મળતાંજ જીન લૉ પોતાના ફ્રેંચ સિપાઈઓને લઈ સિરાજને મદદ કરવા મુર્શિદાબાદ તરફ આવવા લાગ્યો. સિરાજ હવે તેનાથી ૨૦ માઈલ દૂર રાત્રીને વખતે એક ફકીરને ત્યાં ઉતર્યો હતો. જીન લૉ જો એકજ મજલ આગળ વધ્યો હોત તો સિરાજને બચાવી શકત. પરંતુ દુર્ભાગ્યે તેને પ્લાસીની હારના ખબર મળતાંજ તે ત્યાંથી જ પાછો ફરી ગયો. પેલા ફકીરે સિરાજને ઓળખી લઈ ઇનામની લાલચે શહેરના કોટવાળના હાથમાં તેને પકડાવી દીધો. પેલા કોટવાળે લુત્ફુન્નિસાના બધા દાગીના લૂંટી લીધા અને સિરાજને બાંધીને મુર્શિદાબાદ મોકલાવી આપ્યો.

મીરજાફરનો તેમજ બીજાઓનો ખ્યાલ સિરાજને મારી નાખવા કરતાં જીવતા કેદ કરવાનોજ હતો. પણ રાત્રેજ કલાઈવના કહેવાથી તેને કતલ કરવામાં આવ્યો. અંગ્રેજો જોકે આ કામનું પોટલું મીરજાફરના ઉચ્છૃંખળ પુત્ર મીરાનને માથે નાખવા માગે છે પણ બસુમહાશય બધો પુરાવો તપાસ્યા બાદ એ કામનો અપરાધી કલાઈવનેજ ઠરાવે છે. કલાઈવે

પોતે કલકત્તા જે કાગળ લખી મોકલ્યો હતો તેમાં તેણે જણાવ્યું છેઃ—

"સદ્ગૃહસ્થો ! સિરાજઉદ્દૌલ્લા હવે આ દુનિયા ઉપર નથી. નવાબ મીરજાફરે તેને જીવતો રાખ્યો હોત પણ......બીજા મોટા લોકોને તેનું મોત દેશની શાંતિને ખાતર આવશ્યક લાગ્યું......એટલે તેને તરતજ પૂરો કરવામાં આવ્યો." કહેવાની જરૂર નથી કે તે "મોટા માણસો" કોણ હતા.

તે સમયના મુસલમાન લેખકે ચોખ્ખું લખ્યું છે કેઃ–

"સિરાજનું ખૂન અંગ્રેજ સેનાપતિએ અને જગતશેઠે કરાવ્યું હતું."

# ઉપસંહાર

શિકાર તો પડયો. હવે તેનું ચામડું વહેંચી ખાવાનું રહ્યું. કલાઇવ પોતાના અંગરક્ષકોની ટુકડી સાથે ૨૫ મી જુને મુર્શિદાબાદમાં દાખલ થયો અને ૨૯ મીએ મીરજાફરનો નવાબ તરીકે રાજ્યભિષેક કરવામાં આવ્યો. બધો બહારનો વિધિ પૂરો થયો એટલે કલાઈવે પોતાનું "બીલ" રજુ કર્યું. આગળ જોઈ ગયા છીએ તેમ તે નાનુસૂનું ન હતું. પરંતુ છેવટની લડાઈ ઓથી સિરાજના ખજાનામાં તેટલું ધન સિલક રહ્યું ન હતું.

આ સ્થિતિ આવી એટલે કલાઈવે પોતાનું ખરું સ્વરૂપ બતાવ્યું. જેને તે પોતાનો મિત્ર કહેવડાવતો હતો તેની પ્રતિષ્ઠા કે સંકડામણનો જરાપણ ખ્યાલ કર્યા વિના તેણે પોતાની રકમો તાબડતોબ આપી દેવા મીરજાફર ઉપર દબાણ કર્યું.

મીરજાફરના પોતાના લશ્કરનો પગાર ચડી ગયો હતો તેમજ તેના બીજા ગોઠિયાઓ પણ મીરજાફર નવાબ બન્યો એટલે મોટી મોટી આશાઓ બાંધી બેઠા હતા. પરંતુ તે કશાનો ખ્યાલ કર્યા વિના ખજાનામાંથી જેટલું ધન હતું તે બધું અંગ્રેજોએ કબજામાં લીધું અને રોકડનાણું પૂરું થાય તેમ ન લાગ્યું એટલે બધુંજ જરજવાહીર ઉસરડીને ભેગું કર્યું. અને તે બધું મોટા આડંબરથી ૨૦૦ હોડીઓમાં ભરવામાં આવ્યું, ઉપર વાવટા ચડાવ્યા અને કિનારા ઉપર ફોજની કૂચ અને નગારાં વાજાંની ધામધૂમ સાથે તે હોડીઓ નદીમાં થઈને પસાર થવા લાગી. નગરના રહેવાસીઓ આ દેખાવ જોઈ સ્તબ્ધ થઈ ગયા. કેટલાય વર્ષોથી ખજાનામાં ભેગું થયેલું જરજવાહીર આ રીતે પરદેશીઓના હાથમાં વાજતેગાજતે જતું જોઈ તેઓ ભય અને શંકાથી દિઙ્મૂઢ થઈ ગયા.

સરદેસાઈ લખે છે:—

" અંગ્રેજો માટે દેશીઓના મનમાં જે પૂજ્યબુદ્ધિ હતી તે તે સઘળી કલાઈવના આ કૃત્યથી સદંતર નાશ પામી. એ અંગ્રેજો આપણાં શરીરની અને માલમિલકતની સંભાળ કરવા આવે છે એવું જે સામાન્ય જનસમૂહનું માનવું હતું તે ક્ષણમાત્રમાં ઊડી ગયું "

મીરજાફરને બંગાળાનો નવાબ બનાવવા માટે અંગ્રેજોએ જે ભારે રકમો બક્ષિસ તરીકે અથવા નુકસાની પેટે મેળવી તેનો કંઈક ખ્યાલ આપવા માટે તે રકમોની તપસીલ અહીં ફરી વિગતવાર આપીએ છીએ.

| | | | |
|---|---|---|---|
| ગવર્નર ડ્રેકને | ... | ... | રૂ. ૩,૧૫,૦૦૦ |
| ક્લાઈવને | ... | ... | રૂ. ૨૩,૪૦,૦૦૦ |
| સિ. કમીટીના સભાસદ તરીકે | રૂ. ૨,૮૦,૦૦૦ | | |
| સેનાપતિ તરીકે | રૂ. ૨,૦૦,૦૦૦ | | |
| ખાનગી બક્ષિસ તરીકે | રૂ. ૧૮,૬૦,૦૦૦ | | |
| વોટ્સને | ... | ... | રૂ. ૧૦,૪૦,૦૦૦ |
| સિ. કમીટીના સભાસદ તરીકે | રૂ. ૨,૪૦,૦૦૦ | | |
| ખાનગી બક્ષિસ તરીકે | રૂ. ૮, ૦૦,૦૦૦ | | |
| કીલપેટ્રિકને | ... | ... | રૂ. ૬,૦૦,૫૦૦ |
| સેનાપતિ તરીકે ... | રૂ. ૨,૭૦,૦૦૦ | | |
| ખાનગી બક્ષિસ ... | રૂ. ૩,૩૦,૫૦૦ | | |
| મેનિંગહામ અને બીચર દરેકને રૂ,૨,૭૦,૦૦૦ | | | રૂ. ૫,૪૦,૦૦૦ |
| કાઉંસીલના ૭ સભાસદને દરેકને રૂ.૧,૦૦,૦૦૦ | | | રૂ. ૬,૦૦,૦૦૦ |
| વૉલ્શને | ... | ... | રૂ. ૫,૮૨,૫૦૦ |
| સ્ક્રેફ્ટનને | ... | ... | રૂ. ૨,૨૫,૦૦૦ |
| લ્યુસિંગ્ટનને | ... | ... | રૂ. ૫૮,૨૫૦ |
| ગ્રાંટને | ... | ... | રૂ, ૧,૧૨,૫૦૦ |
| લશ્કર તથા નૌકાસૈન્યને મળીને | ... | | રૂ.૬૦,૦૦,૦૦૦ |
| | | | કુલ રૂ. ૧,૨૬,૧૦,૭૫૦ |

ઉપરાંત કલકત્તાના હુમલા વખતે અંગ્રેજોને જે નુકસાન થયું હશે તે પેટે નીચેની રકમો પડાવી.

| | |
|---|---|
| ઈસ્ટ ઇંડિયા કંપની માટે | રૂ. ૧,૨૦,૦૦,૦૦૦ |
| યુરોપિયનો માટે | રૂ. ૬૦,૦૦,૦૦૦ |
| આર્મિનિયનો માટે | રૂ. ૧૦,૦૦,૦૦૦ |
| હિંદીઓ માટે | રૂ. ૨૫ ૦૦,૦૦૦ |
| | કુલ. ૨,૧૫,૦૦,૦૦૦ |

એટલે કે કુલ ત્રણ કરોડ ૪૧ લાખ રૂપિયા પડાવ્યા.

પરંતુ એ આખા નાટકનો છેલ્લો અંક હજુ બાકીજ હતો. કલાઈવે રાતા સંધિપત્રમાં અમીચંદને ત્રીસ લાખ રૂપિયા આપવાના કબૂલ કર્યા હતા. અમીચંદને કારણેજ અંગ્રેજો સિરાજ સામે આવું હીન કાવતરું રચી સફળ નીવડવામાં શક્તિવાન થયા હતા. તેના વિના કશું જ કામ આગળ ચાલી શક્યું નહોત. પરંતુ કલાઈવે દરબાર પૂરો થયા બાદ તેની આંખો ઉઘાડવા માટે સ્ક્રેફ્ટનને ઇશારો કર્યો. અમીચંદ પોતાના ભાગની રકમ માટે આતુર થઈ બેઠો હતો. સ્ક્રેફ્ટને તેની પાસે જઈ હિંદીમાં તેને કહ્યું—"અમીચંદ રાતો કાગળ તો ખોટો છે અને ધોળા કાગળ પ્રમાણે તમને કશું જ મળવાનું નથી."

આ શબ્દ સાંભળતાંજ અમીચંદ બેશુદ્ધ થઈને જમીન ઉપર તૂટી પડ્યો. તેના નોકરો તેને ત્યાંથી ઊચકીને પાલખી પાસે લઈ ગયા. ઘેર ગયા પછી તે ગાંડા જેવો થઈ ગયો. જે વસ્તુ માટે તેણે પોતા ઉપર છેક છેવટ સુધી વિશ્વાસ રાખતા સિરાજને ગરદન મરાવ્યો તથા પોતાના દેશને પરદેશી-ઓના હાથમાં એક રીતે વેચ્યો, તે બધું ધૂળ મળી ગયું.

ગાંડપણમાં તેણે પોતાના ખજાનામાંથી બધાં જવાહીર બહાર કઢાવ્યાં અને પોતાના વૃદ્ધ શરીર ઉપર બંધાવી જોવા લાગ્યો. આટલું ઓછું હતું તેમ કલાઈવે એક દિવસ તેને તેના આત્માના કલ્યાણ માટે જાત્રા જવાની મોંઘી સલાહ મફત આપી. હા, શા માટે નહિ? જીવાત્માને જગતમાં બાંધી રાખનાર તુચ્છ લક્ષ્મીના દારૂણ પંજામાંથી કલાઈવે તેને સહેલાઈથી મુક્ત

કરીને તેના જીવાત્માના કલ્યાણનો માર્ગ સીધો કરી આપ્યોજ હતો !

સરદેસાઇની આ આખા પ્રસંગ ઉપર ટીકા ટાંકીને આપણે આ પુસ્તકની વાર્તાને અહીંથી તોડી નાંખીશું--

"ખોટો દસ્તાવેજ તૈયાર કરવો અને તેના ઉપર બનાવટી સહી કરવી એ બે ઘોર પાપો કલાઇવે કર્યાં તો પણ તે કદી શરમાયો નહીં. ઊલટું તે કહેતો કે 'તેવો પ્રસંગ આવે તો આવું તો હજી હું સો વખત પણ કરતાં અચકાઉં નહિ'...અંગ્રેજી રાજ્યનો પાયો આવી રાજનીતિ ઉપર રચવામાં આવ્યો હતો. એથી વધારે ટીકા આ બાબત ઉપર કરવાની આવશ્યકતા જણાતી નથી."

પરંતુ આ તો હજુ શરૂઆત હતી. પ્લાસીના યુદ્ધથીજ અંગ્રેજોનો પગ હિંદુસ્તાનમાં જામવાનો શરૂ થયો. વહુનાં લક્ષણ બારણામાંથી જણાયાં. પરંતુ તે પગ જેમ જેમ જામતો ગયો તેમ તેમ તેમના હાથમાં સપડાયેલા બંગાળા પ્રાંતની તેમજ દેશની રાજસત્તાને ઊથલાવી પાડવામાં તેમને મદદગાર થનાર મીરજાફરની શી વલે આવી તેજ જોવાની ખાસ જરૂર રહે છે. પરંતુ તેને માટે વાંચકને થોડા દિવસ જોવાનું કહીને જ રજા લેવાનું અમે યોગ્ય માનીએ છીએ.



# સરદારની રણહાક

આપણી જડતા પીગળી જાય એવાં સરદારનાં અંગારા જેવાં ભાષણોનો આ સંગ્રહ છે. તા. ૨૬ મી જુનથી તા. ૨૭ ઑગસ્ટ સુધીનાં ભાષણો આમાં આવી જાય છે. સરદારની વાણીથી કોઇએ અજાણ્યા ન રહેવું જોઈએ. પાનાં ૧૬૦

કિંમત ૦--૫--૦

# મીઠાવેરો ભા. ૧—૨

......આ ચાલુ લડાઇને અજબ જોમ આપનાર મીઠાનો સત્યાગ્રહ છે. જો માણસને હવા વિના ચાલે તો મીઠા વિના ચાલે છતાં આવી અગત્યની વસ્તુ પર સરકારે જે કરના થરો ખડકયા કર્યા અને તેથી હિંદની ગરીબાઈમાં જે વધારો થયો તેનો મર્મભેદક હેવાલ આ બંને ભાગમાં આપેલો છે. માટે દરેકે એકવાર તો તેને વાંચી જવું જોઈએ.

કિંમત બન્ને ભાગની ૦–૩–૦

ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય
રીચીરોડ–અમદાવાદ.

# ભારતભૂષણ માલવીયાજી

હિંદમાતાની મુક્તિ માટે આજીવન લડનારા જે પૂજ્ય નેતાઓ છે, તેમાં પંડિતજીનું સ્થાન ઘણું ઉચ્ચ છે. તેમના જીવનનો સાદો હેવાલ અને ચાલુ લડાઈમાં આપેલાં પ્રેરણાત્મક ભાષણો આ પુસ્તકમાં આપેલાં છે. હિંદની બીજી કોઈ ભાષામાં આવું પુસ્તક નથી. દરેક હિંદી નૌજવાને પહેલી તકે આને વાંચવું જોઈએ. પાનાં ૧૬૦

કિંમત. ૦-૫-૦

# ત્યાગની પ્રતિમા

## મહાત્મા ટૉલ્સ્ટૉય કૃત

......નિષ્કામ ભાવથી સેવા કરવી જોઈએ, પણ એ વસ્તુ કેવી કપરી છે તેનું કરુણ દશ્ય મહાત્મા ટૉલ્સ્ટૉયે આ વાર્તામાં બતાવ્યું છે. આ જાતની ભવ્ય કલાત્મક નવલિકા ગુજરાતી સાહિત્યમાં છે જ નહિ.

કિંમત ૦-૫-૦

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

રીચીરોડ—અમદાવાદ.

## "બેવડું પાપ" યાને હિંદુસ્તાનની પાયમાલી

યુરોપની ગોરી પ્રજાઓ પૈસાને ખાતર શું શું કરી શકે તેમ છે, તેમજ તેમનાહાથમાંથી પોતાનું રક્ષણ કરવામાં અશક્ત નીવડનારની શી વલે થાય છે તેનું ચીન તેમજ પૂર્વના બીજાદેશોની સાથે કરેલું વિગતોનું વર્ણન. **કિંમત છ આના**

## હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ

મૂળ લેખકઃ મૅજર બી. ડી. બસુ.

"હિંદુસ્તાન રીવ્યુ" લખે છેઃ-ઇંગ્લેંડે જ્યારથી હિંદુસ્તાન ઉપર રાજસત્તા મેળવી ત્યારથી કેવાં પગલાં લઈને હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગનો તેણે નાશ કરી નાખ્યો તે વાત મૅજર બસુ આ પુસ્તકમાં સાબિત કરે છે.

"માઇસોર ઇકોનોમિક જર્નલ" લખે છેઃ—આ સુંદર નાના પુસ્તકમાં હિંદુસ્તાનના ભૂતકાળના ઔદ્યોગિક ઇતિહાસ વિષે આપણી આંખો ઉઘાડી નાખે તેવા આંકડા અને વિગતો ભરેલી છે.

"મોડર્ન રીવ્યુ" લખે છેઃ—આ વિષય ઉપર બીજું કોઈ પુસ્તક હોય એમ અમે જાણતા નથી.

કિંમત આઠ આના.

ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય
રીચીરોડ—અમદાવાદ

# :: સંપૂર્ણ દારૂનિષેધ

સંપાદકઃ **મગનલાલ દેસાઈ, મહામાત્ર ગૂજરાત વિદ્યાપીઠ**

દારૂનો સમૂળગો નાશ કરવાની હિંદી મહાસભાની આજ્ઞા અને મહાત્માજીનું ફરમાન છે. આ ગંદા વ્યસનના ભયંકર હુમલામાં ફસાયેલા દેશભાઈઓને ઉગારી લેવા આજે બહેનો ભારે જહેમત ઉઠાવી રહી છે. તોપણ આ વ્યસનની પૂરી ભયંકરતા શિક્ષિત અને ઉચ્ચ સમાજ બરાબર ધ્યાનમાં ઉતારી પોતાના સંખ્યાબંધ દેશબંધુઓને બચાવવા કટિબદ્ધ થાય એ આ સંગ્રહનો ઉદ્દેશ છે.

નવજીવનમાં પ્રસિદ્ધ થયેલા મહાત્માજીના લખેલા દારૂનિષેધ પરના બધા લેખો તથા વ્યાખ્યાનોનો અને બીજા અભ્યાસી લેખકોના લેખોનો આ પુસ્તકમાં સમાવેશ છે. આ વિષય ઉપર સંપૂર્ણ વિગતવાર ગુજરાતી ભાષામાં આ પહેલું જ પુસ્તક છે દરેક ભાઈએ તથા બહેને તે અવશ્ય વસાવવું તથા વાંચવું જોઈએ. . . . . . પાનાં ૨૦૦

**કિંમત આઠ આના**

**બીજા કોઈ પણ પુસ્તક માટે લખોઃ—**

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય :: અમદાવાદ

:: :: રીચીરોડ કુવારા સામે ::